# પ્રસ્તાવના . . . . . . . . . .

સ. ૧૯૧૭ મા યુરોપની ભૂમિ પર તોપોની ગર્જના, ઘવાએલાની ચીસો અને વિજયી મનુષ્યોના હર્ષોલ્લાસ થતા । બરાબર તેજ વખતે સેંકડો વર્ષથી આપખુદીના અડ્ડા નાખી ચી ઝારશાહીનો રશિયાની ભૂમિ પરથી ઉચ્છેદ થતો હતો એ લમા કૅરેન્સ્કીએ ઝારની સત્તા તોડી પાડી અને તે જગાએ ાજતંત્રી ગણાતું મૂડીવાદીઓનું રાજતંત્ર સ્થાપ્યુ. રશિયાની મૂગી જા તો આવી રીતે રાજ્યપલટો થયો હોવા છતા અગાઉ જેમ દીવાનજ રહી, ગુલામજ રહી. ખેડૂતો જમીનના માલિક બન્યા હે, કારખાના મજૂરોના કબજામા આવ્યા નહિ, ફક્ત ઝાર ગયો ટલુંજ ! પણ તેથી પ્રજાને શો લાભ થયો ? જાતિની સત્ય પ્રાણ ક્તિનુ સ્થાન તો પ્રકાશ, વાયુ અને પાણીરૂપી સજીવની રસ નાનુંજ રહ્યુ. વિપ્લવ આવી રીતે એકાદ કાચો બંધ બાધવાથી ટકે ખરો ? રશિયાની પ્રજા પોતાના દુઃખો બરાબર અનુભવતી ઈ હતી, તેણે પોતાની શક્તિનો કંઈક સ્વાદ પણ ચાખ્યો હતો ને તેથીજ કૅરેન્સ્કીની સરકાર ટકી શકી નહિ. વિપ્લવ પછી

વિપ્લવની હારમાળા રશિયાની જમીન પર દેખાવા લાગી સમાજના બધનોના ચુરેચૂરા થઈ જવા લાગ્યા વિપ્લવના પૂરમા સમાજની રૂઢિગ્રસ્ત સ્થિતિ ઘસડાવા લાગી

પ્રસ્તુત પુસ્તકમા એ વિપ્લવના થોડાપૂરતું ચિત્ર દોરવાનો પ્રયત્ન કરવામા આવ્યો છે.

વિપ્લવ એ ખરેખર અતિ કઠણ વસ્તુ છે અને એમ હોવા છતા તેના જેવી સુલભ વસ્તુ પણ બીજી એકે ય નથી, એમ કહીએ તો ચાલે લાબા કાળથી ચાલતી છૂપી ચળવળો, છૂપા કાવતરા, અસખ્ય બલિદાનો, અશેષ અપમાનો વેઠવા છતા રશિયામાં પરિવર્તન તો થતુ જ નહોતુ નિરપરાધી દેશવાસીઓના લોહીથી જમીન પલળી ગઇ છતા તેનામા ફળદ્રુપતા આવતીજ નહોતી કાર્યક્રમ પાર પાડવાને ખાતર ગુનેગાર કે બીનગુનેગાર સેકડો નરનારીઓ, અને બાલવૃદ્ધોના ખૂન કરવામા આવે છે તેઓને કેદખાનામા અગર હમેશા બરફ પડ્યો રહેવાથી શીતળ બની ગએના જનમાનવ શૂન્ય સાઇબિરિયાના મેદાનોમા મોકલી આપવામા આવે છે તેમના ઊડા નિસાસાથી દેશનુ વાતાવરણુ ભારે બની ગયુ છે છૂપી સભાઓના સભાસદો ભયકર રસ્તે પરવરી સેકડોની સખ્યામા બળી જાય છે મજૂરો હડતાળો પર હડતાળો પાડી રૂધાઈ બધ દાર ઉઘાડવા મથી રહ્યા છે, છતા ઇ સ ૧૯૦૪-૫ ની સાલ નીષ્ફળ ગઈ જુદા જુદા કાર્યકારણો ભેગાં મળી રાષ્ટ્રીય જીવનને ડહોળી નાખવા લાગ્યાં. છતાં...વિપ્લવ, ક્રાન્તિ, પરીવર્તન તો દૂરજ રહ્યુ. નિરાશા અને વ્યર્થતા એજ સ્વતત્રતાના શહીદોને માટે ભાગ્યુ બન્યા.

પરતુ એકાએક દેવ પ્રસન્ન થયા મહાયુદ્ધના અનુકૂળ સજોગોમા પ્રભુએ દર્શન આપ્યા હવે બડો પર બડો ઉઠવા લાગ્યા. આખો દેશ વિપ્લવ જ્વાલામા સળગી ઉઠ્યો

હવે એટલી સ્વાભાવિક ગતિથી ક્રાન્તિનો પ્રવાહ વહેવા લાગ્યો કે આ પ્રવાહને ચાલુ કરતા સેંકડો વર્ષ વીત્યા છે, અસંખ્ય સ્વતંત્રતાના શોખીનોએ બલીદાન આપ્યા છે, વગેરે વિગત તપાસવા જેટલી પણ કોઈને ફુરસદ રહી નહિ. જેઓ નાના સરખા વર્તુળમા રહી સ્વાર્થ સિવાય બીજા કોઈ આદર્શ અગર ઉચ્ચ વિચારની પરવા કરતા નહોતા, જેઓ પોતાના શરીરને સુખી રાખવા સિવાય બીજો વિચારજ કરતા નહોતા, તેઓજ આજે ક્રાન્તિના પથે વીચરી વિપ્લવને જયયુક્ત કરવા લાગ્યા. ભૂત, વર્તમાન કે ભવિષ્યકાળના કોઈપણ વિચારો તેઓને અટકાવી શકયા નહિ. આત્મસુખના વિચારોથી પણ તેઓ પાછા હટ્યા નહિ. લાછના અને દુઃખની બીક તેઓને પાછા હઠાવના સામર્થ બની નહિ. દેશનાં એકત્ર થએના પાપ તેઓના બલીદાનથી ધોવાઇ ગયા.

આનુજ નામ વિપ્લવ! વિપ્લવની સાર્થકતા અહીંજ છે!!

વિપ્લવનુ આ રૂપ સમજાવવુ એજ આ પુસ્તકનો હેતુ છે. અવશ્ય પુસ્તકનુ કદ મોટું હોત તો વધારે મઝા આવત! પરંતુ આપણી ભાષામા મોટા પુસ્તકોની કદર થવી મુશ્કેલ છે. તેથી બને તેટલુ ટૂંકાણ કરવું ઉચ્ચિત ધાર્યું છે.

માગશર વદ ૮।૯૦ 'યજુર્વેદી'

**
*

ટૂંક સમયમાં શરૂ થશે

સાહિત્ય સૃષ્ટિમાં ભયંકર ઉલ્કાપાત !

# 'ગુપ્તચર' ગ્રંથમાળા

વાંચનારના હૃદય કલ્પનાની પાંખે ઉડતાં ઉડતાં ક્યાં સુધી જઈ શકે ?
અણધારી આફતોના વાવાઝોડા વચ્ચે વલોવાતાં ભેજાંને શાંતિ ક્યારે મળે ?

એ બન્ને પ્રશ્નો માટે

અમારી 'ગુપ્તચર ગ્રંથમાળા' વાંચવાનો શોખ
રાખવો જોઈએ અને એ શોખની ખરી લહેજત
મેળવવી હોય તો માળાના ગ્રાહક થઇજવું જોઇએ

કારણ કે

ગુપ્તચર ગ્રંથમાળા'નાં દરેક ડીટેકટીવ પુસ્તકો તમારા જીવનમાં અદ્ભૂત રસના ધોધ પ્રગટાવશે, અને શયતાનો સામે સંગ્રામ ખેલવાની કુશળતા શીખવાડશે, માળાનાં પુસ્તકોનું કલેવર કંગાલ નહિ હોય.

[ વાર્ષિક ૧૨૫૦ પાનાનાં પચીસ વર્ષ સુધી ન ચશે તેવા પાકાં બાઈન્ડીંગનાં પાંચ સચિત્ર પુસ્તક ઘેર બેઠા આપવામાં આવશે. ]

આટલું છતાં

વાર્ષિક લવાજમ

—: માત્ર: —

સ્વદેશમાં રૂા. પાંચઃ :પરદેશમાં રૂા. ૭—૦—૦
[ સીલીંગ દશ ]

આજે ગ્રાહક તરિકે નામ નોંધાવવા

લખો

## 'નવયુગ ગ્રંથમાળા'નો ત્રણ વર્ષનો

## : : સાહિત્ય—પ્રવાહ : :

**૧ લું વર્ષ :-**

| | |
|---|---|
| ૧ સબરમ | ૦-૯-૦ |
| ૨ જવાહર નેહરુ | ૦-૮-૦ |
| ૩ ફાસી | ૦-૫-૦ |
| ૪ રાજ્ય આવકવેરો અને આપણી દરિદ્રતા | ૦-૫-૦ |
| ૫ સ્વરાજ સેવકો | ૦-૪-૦ |
| ૬ અરવિંદ ઘોષના પત્રો | ૦-૨-૦ |
| ૭ પુરસ્કાર અને બીજી વાતો | ૦-૬-૦ |
| ૮ કામદાની આંધી | ૦-૪-૬ |
| ૯ નવવિધાન | ૦-૬-૦ |
| ૧૦ હઝરત મુહમ્મદ પય-ગમ્બર સાહેબ | ૦-૬-૦ |

**૨ જું વર્ષ :-**

| | |
|---|---|
| ૧ હૃદયમંથન | ૦-૧૦-૦ |
| ૨ મધ્ય એશિયામા બોલ્સેવિક | ૦-૬-૦ |
| ૩ ક્રાન્તિને પંથે સ્પેન | ૦-૫-૦ |
| ૪ સીતમની ચક્કીમાં [જપ્ત થયું છે] | |
| ૫ ડી' વેલેરા | ૦-૬-૦ |
| ૬ પુરાગ પુષ્પો | ૦-૧૦-૦ |
| ૭ સ્વાધિનતાના પથ | ૦-૧૦-૦ |
| ૮ નયનનાં નીર | ૦-૧૦-૦ |

૧ ઈતિહાસના ઓજસમા:-[ચાર દેશના સ્વાતંત્ર્ય વેદિ પર અપાયેલ ભોગનો ઇતિહાસ. કિંમત ૧૦

૨ મુસોલીની: [ઇટલીના ભાગ્યવિધાની જીવનરેખા કિંમત ૧૦

૩ ૪ પીડિતોની કથાઓ: [મૂડિવાદની રચેલી હોળામાં જલતાં કંગાલોના કરુણ પોકાર પાડતી શ્રમજીવીઓની ચૌદ વાતોનો સંગ્રહ કિમત રૂ. ૧

૫-૬ હૃદયમંથન:-[રાશન લેખક ચૅખોવની વાર્તાનો સંગ્રહ „ ૧૨

૭-૮ કોને ખાતર! [ગુજરાતી સાહિત્યની પ્રથમજ વૈજ્ઞાનીક ડીટેકટીવ નવલકથા „ ૧૨

૯ રશિયાનો નવયુગ: [દશ દિવસમા પોતાનું તંત્ર જમાવનાર બોલ્સેવિકોનો ઇતિહાસ „ ૧૦

: : લખો : :

**નવયુગ પુસ્તક ભંડાર : રાજકોટ**

# નવયુગ પુસ્તક ભંડારનાં પ્રકાશનો

—: નવયુગ ગ્રંથમાળા :—

૧ લું વર્ષ

૧ સબરસ ૦–૯–૦
૨ જવાહર નેહરુ ૦–૮–૦
૩ ફાસી ૦–૫–૦
૪ રા. આ. વરો ૦–૫–૦
૫ સ્વરાજ સેવકો ૦–૪–૦
૬ અ. ઘો. ના પત્રો ૦–૨–૦
૭ પુ. અને બીજીવાતો ૦–૬–૦
૮ કાયદાની આંધી ૦–૪–૦
૯ નવ વિધાન ૦–૬–૦
૧૦ હ મુ. પયગંબર સાહેબ ૦–૬–૦

૨ જું વર્ષ

૧૧ હૃદયમંથન ૦–૧૦–૦
૧૨ મ. એ.માં બોલ્સેવિક ૦–૬–૦
૧૩ ક્રા. પથે સ્પેન ૦–૫–૦
૧૪ સીતમની ચક્કીમાં [ જપ્ત છે ]
૧૫ ડી. વેલેરા ૦–૬–૦
૧૬ પરાગ પુષ્પો ૦–૧૦–૦
૧૭ સ્વાધિનતાના પથ ૦–૧૦–૦
૧૮ નયનના નીર ૦–૧૦–૦

૩ જું વર્ષ

૧૯ ઈ. ના ઓજસમાં ૦–૧૦–૦
૨૦ મુસોલીની ૦–૧૦–૦
૨૧ પીડિતોની કથાઓ ૧–૦–૦
૨૨ હૃદયમંથન [ભા-૨] ૦–૧૨–૦
૨૩ કોને ખાતર ? ૦–૧૨–૦
૨૪ રશિયાનો નવયુગ ૦–૧૦–૦

—: લીલાવતી ગ્રંથમાળા :—

૧ લું વર્ષ:

૫ વીરાંગનાની વીરહાક ૦–૨–૬
૬ રાસ રમણા ૦–૧૧–૦
૨૭ અરક્ષણીયા ૦–૬–૦
૨૮ કલ્પનાના પ્રતિબિંબ ૦–૮–૦
૨૯ ખાટીમીઠી બાળવાતો ૦–૭–
૩૦ સમયના વ્હેણ ૦–૫–
૩૧ ગૃહનીતિ ૦–૧૨–
૩૨ સોરઠી વિભૂતિઓ ૦–૧૦–

૨ જું વર્ષ:

૩૩ હેમાબેન ૦–૪–
૩૪ વીગ ફ્રિગનર ૦–૫–
૩૫ રસિયણના રાસ ૦–૧૨–
૩૬ પ્રતિભા ૦–૬–
૩૭ ગૃહશિક્ષા ૧–૦–
૩૮ સીમંતિની ૦–૧૨–
૩૯ ધૂપદિપ ૦–૮–

૩ જું વર્ષ

૪૦ કિલ્લેદારની કન્યા ૦–૧૨–
૪૧ સમાજની ભીતરમાં ૦–૧૨–

બીજાં પુસ્તકો તૈયાર થાય છે

બન્નેના મળી રૂ. ૬) અગર ગમે તે એકના રૂ. ૩) ભરી ગ્રાહક તરીકે નામ નોંધાવી ,, ,, સાથ આપો.

## ભૂમિકા

સ્વામી વિવેકાનંદ કહેતા કે અત્યારે શૂદ્રયુગ ચાલે છે. દરજી, સુતાર, ઘાંચી, મોચી, મજૂર, ખેડુત કે જેઓને આપણે દબાવી રાખ્યા હતા તેઓ હવે માથું ઉંચકવા લાગ્યા છે અને પોતાના હક્ક સમજી તે વસુલ કરવા લાગ્યા છે. વાત કંઈ ખોટી નથી. રશિયાના પડતી સ્થિતિમા આવી પડેલા, જૂલમથી ત્રાસી ગયેલા મજૂરોએઆ વાત સાબીત કરી આપી છે. ગત મહાયુદ્ધને વિષે યુરોપના સામ્રાજ્યવાદી લોકો આકુળવ્યાકુળ બની ગયા હતા, ત્યારે રશિયાના સામ્યવાદી પક્ષના ઘણા વખતથી એકત્ર થઈ રહેલા વિચારો પ્રગટ થયા. રશિયાના શહેનશાહ, ઝારના ભયથી દેશવાસીઓ સદા કંપતા હતા, તેનો પ્રતાપ આખા જગતમા અમાપ ગણાતો હતો, છેવટે તેજ રશિયન શહેનશાહને સામ્યવાદી પક્ષના હાથમાં પોતાનું રાજ્ય છોડી જવું પડયું અને પોતાના પૂર્વજોનું પ્રાયશ્ચિત પોતાના લોહી વડે કરવું પડ્યું.

ઈ. સ. ૧૯૧૭ મા પૃથ્વીના બીજા દેશોએ સાભળ્યું કે રશિયા

સામ્યવાદીઓના કબ્જામા ગયુ છે. ઋષિ કાર્લ માર્કસે જે સ્વપ્ન નિહાળ્યું હતુ, ઋષિ ટોલ્સ્ટોયે આખુ જીવન જે સાધના સાધવામા ગાળ્યું હતું, જે ખાતર રશિયાના સેંકડો યુવક યુવતીઓએ સાઈબિરિયાના બરફના મેદાનોમા ડગલે ડગલે મરણ સાથે ખાડાના ખેલ ખેલ્યા હતા, તે બધું આજે સફળ થયુ.

પરંતુ ઝારના પતન સાથે પ્રજાના સ્વપ્નો પાર પડ્યા નહિ; કારણ કે ધનવાન તથા અમીરવર્ગ માત્ર રાજનૈતિક બળવો ઇચ્છતો હતો. તેઓએ ધાર્યું હતું કે ઝારને ગાદી પરથી ખસેડતા બધી સત્તા પોતાના હાથમા આવશે. ફ્રાન્સ અથવા અમેરિકાની માફક રશિયામા પણ પ્રજાતંત્ર સ્થપાય એવી તેઓની ઇચ્છા હતી. રશિયાના મજૂર અને ખેડુતોએ જોયું કે આ તો હોલામાથી ચુલામા પડવા જેવું થયું. આ શુ પ્રજાતંત્ર કહેવાય? એક સર્વ સત્તાધીશ શહેનશાહને બદલે ધનવાન અને અમીર વર્ગના મુઠીભર લોકોના હાથમા રાજકારભાર આવ્યો તેમાં અમારૂં વળ્યું શું? ક્યા ગઈ અમારી એ પ્રિય કલ્પના! દેશ પ્રજાનો છે; જમીન પ્રજાની છે. એ રાજ્યમાં તો કોઈને ઉપવાસી રહેવું પડે નહિ. બધાના સરખા અધિકાર, તમારૂં છોકરું સારૂં ખાય, સારૂં પીએ, સારૂં પહેરે અને અમારૂં છોકરૂં અર્ધું ભૂખ્યું રહે, તેને કેળવણી ન મળે આવી વિષમતા તો એ કાલ્પનિક રાજ્યમા નહોતી. પરંતુ એ સ્વપ્ન તો સફળ થયું નહિ. આ ખાતર શુ સેંકડો ખેડુતો અને મજૂરો કૂતરાની માફક ગોળીઓ વડે વીંધાઈ ગયા? આ ખાતર જ શુ હજારો મનુષ્યો હસતે મુખડે રશિયાના જેલખાનાના ભયંકર અત્યાચારો સહન

શાળી બનતા ગયા. તેઓ રશિયાના ખેડુતો અને મજૂરોનાં સ્વપ્નો સફળ કરવા માટે કમર કસી તૈયાર થઈ ઉભા પ્રથમ તો બોલશે-વિકો ધનવાનો અને બીજા સામ્યવાદીઓ સાથે મુકાબલો કરી શક્યા નહિ. કારણ કે ઈ. સ. ૧૯૧૭ ના બળવા પછી તેઓ એકી સાથે મ્યુનિસિપાલિટિ, રેલવે મજૂરસંઘ, ટેલિગ્રાફ મજૂરસંઘ વગેરે કબજે કરી બેઠા હતા. પરંતુ લાખો ખેડુતો અને મજૂરોના પ્રાણની વ્યથા જેઓએ અનુભવી હતી, જીવન અને મૃત્યુ જેઓ ખીસામા લઈ ફરતા હતા, તેઓ જ્યારે દેશની સમક્ષ મજૂર અને ખેડુતોના અધિકારો રજૂ કરી ઉભા ત્યારે જે વિચારપ્રવાહની ઉત્પત્તિ થઈ તેને અટકાવે એવી શક્તિ સમગ્ર દેશભરમા કોઈય નહોતી ! આ પૂરના પ્રવાહને કોણ અટકાવી શકે તેમ હતુ ?

આ બોલશેવિક દળનો નેતા હતો મહામતિ નિકોલસ લેનિન અને તેના જમણા હાથ સમાન ગણાતો જગતવિખ્યાત લિઓન ટ્રોટસ્કી. એક તરફથી મહાયુદ્ધ ચાલતું હતુ, પદભ્રષ્ટ અને મરી પરવારેલા ઝાર પ્રત્યે સહાનુભૂતિ દર્શાવતો વર્ગ નાના પ્રકારના કાવતરા કર્યે જતો હતો, બીજી બાજુએથી જેઓના હાથમા રાજ્યસત્તા સોપવામા આવી હતી તેઓ ધનવાન અને જમીનદાર વર્ગનો વિરોધ સહન ન કરી શકવાથી તેમની સાથે ભળી ગયા હતા. આ બધી ગડમથલમા ખેડુતો અને મજૂરોના અધિકારોની માગણી કરતા ઉભા હતા મુઠીભર બોલશેવિકો. તેઓને આ અધિકારો પ્રાપ્ત કરવા માટે કેટલું બધુ વેઠવું પડયુ હતું તેનો કંઇક આભાસ આ પુસ્તકમા આપવામા આવ્યો છે. નવી રાજધાની પેટ્રોગ્રેડમા દશ દિવસ સુધી જે નાટક ભજવાયું હતુ તેથી આખુ જગત કંપી ઉઠયું હતું. આ પુસ્તકમા પેટ્રોગ્રેડની કથા વર્ણવેલી છે. પરંતુ ખરી રીતે જોતા તો સમગ્ર રશિયામા પેટ્રોગ્રેડની ઘટનાનો અભિનય થયો હતો. પરંત પેટ્રોગ્રેડનો વિજય એજ બોલશેવિકોના લલાટ પ
કરાવનારો નીવડયો હતો.

મેનશેવિક પક્ષ અને બીજા સામાજિક ઉથલપાથલ મચાવનારા ધારતા હતા કે દેશમા ધીરે ધીરે પરિવર્તનનો પ્રવાહ વહેવડાવવો. પરિણામે વિચાર કર્યા વગર તેઓ ધનવાન અને જમીનદાર વર્ગ સાથે જોડાયા. આથી તેઓની સાથે પણ બોલ્શેવિકોને લડવું પડયું. બોલ્શેવિકો પાયામાંથી પરિવર્તન કરવા માટે એક દિવસ પણ થોભવા નારાજ હતા. થોભવા માટે જ શુ જૂના રાજતંત્ર અને પુરાતન વ્યવસ્થાનો ધ્વંસ કરવામા આવ્યો હતો ? વસ્તુતઃ બીજા પક્ષોમાં કોઈ પણ જાતનો નિશ્ચિત સિદ્ધાત નહોતો. કેવળ બોલ્શેવિકોએજ રચનાત્મક પદ્ધતિ નક્કી કરી હતી. જે રચનાત્મક કાર્ય માટે પુરાતન તંત્રનો નાશ કરવામા આવ્યો હતો તે રચનાત્મક કાર્ય પાર પાડવા તેઓએ તનતોડ મહેનત આદરી હતી. અને તેથીજ મુદ્દીભર હોવા છતા તેઓ સર્વત્ર જય પામ્યા હતા.

## રાજદ્વારી પક્ષો અને સમિતિ .·. .·. .·.

રશિયામાં એટલા પક્ષો ને સમિતિઓ હતી કે સામાન્ય વાચક વર્ગથી તેઓની કાર્યપ્રણાલી ભાગ્યેજ સમજી શકાય. આપણા દેશમાં ઘણા લોકોને બોલતા સાભળીએ છીએ કે રાજદ્વારી પક્ષોમા આટલી મારામારી, કાપાકાપી થતી હોવાથી દેશની ઉન્નતિની આશા રાખવી વૃથા છે. પરંતુ સર્વ દેશોમા જુદા જુદા પક્ષો તો હોયજ; રશિયામા પણ આ વખતે ઘણા પક્ષો હતા. તેઓ વચ્ચે મારામારી પણ ખૂબ થતી, પરતુ છેવટે બોલશેવિક પક્ષ પ્રથમ નાનો હોવા છતાં પોતાની સાહસિક વૃત્તિ અને રચનાત્મક કાર્યપ્રણાલીના વડે જયવંત થયો હતો.

હવે રશિયાના તે વખતના રાજદ્વારી પક્ષો વિષે ટુંકાણમાં જોઈ જઈએ. પેટ્રોગ્રેડમાં ૧૭ પક્ષો હતા. કોઈ કોઈ શહેરમાં આ સંખ્યા ચાળીશ સુધી પણ પહોંચતી. તોપણ તેમાંના પાંચ મુખ્ય હતા; બીજા પક્ષો તેની શાખા ગણાય તેમ હતું.

૧. મોનાર્કિસ્ટ અથવા રાજતંત્રી પક્ષ. આ પક્ષની હયાતી ઉઘાડી રીતે નહોતી. તેઓ છુપી રીતે અગર કેડેટ પક્ષ સાથે એકત્ર થઈ કામ કરતા.

૨. કેડેટ પક્ષ. પ્રજાની સ્વતંત્રતા માટે ઝૂઝવું એ આ પક્ષનો મુખ્ય હેતુ હતો. ઈ. સ. ૧૯૧૭ મા જ્યારે બળવો ફાટી નીકળ્યો અને ઝારની પડતી થઇ, ત્યારે આ પક્ષના હાથમા થોડા સમય માટે રાજસત્તા આવી; પરંતુ ધીમે ધીમે આ પક્ષ સામ્રાજ્યવાદની તરફેણ કરતો ગયો.

"પ્રજાના પ્રતિનિધિ" નામનો આ પક્ષનો પ્રકાર કેડેટ દળના પતન પછી જોરમાં આવ્યો. કેરેન્સ્કીની સરકાર સાથે આ પક્ષે સહકાર કર્યો હતો.

૩. પોપ્યુલિસ્ટ સોસ્યાલિસ્ટ અગર ટ્રુડોવિકિ પક્ષ. આ પક્ષના લોકો મજૂરો હતા. સામ્યવાદી હોવા છતા તેઓ ખેડૂત અને મજૂરોનો સ્વાર્થ ન જોતા શહેરમા નોકરી કરતા લોકો અને દુકાનોના ગુમાસ્તાના સ્વાર્થ જાળવવા પ્રયત્નો કરતા. ઈ. સ. ૧૯૧૭ મા જ્યારે બળવો જાહેર કરવામાં આવ્યો ત્યારે ડુમામાં ( રશિયાની પાર્લામેંટ અગર મહાસભા ) કેરેન્સ્કી આ પક્ષનો પ્રતિનિધિ હતો.

૪. રશિયન સોસ્યલ ડિમોક્રેટિક લેબર પાર્ટિ અગર રશિયન સામાજિક પ્રજાતંત્રવાદી મજૂર પક્ષ. આ પક્ષની અનેક શાખાઓ હતી. તેમાં મેનશેવિક પક્ષ માનતો કે સમાજમાં ધીમે ધીમે સુધારો કરવો. ડેન, લિબર વગેરે આ પક્ષના નેતા હતા. બીજી બાજુએ બૅાલશેવિક પક્ષ એક ક્ષણનો પણ વિલંબ કર્યા સિવાય મજૂરો અને ખેડૂતોને બળવો જાહેર કરવા ઉશ્કેરતો હતો. લેનિન અને ટ્રોટસ્કી આ પક્ષના નેતા હતા.

૫. સોસ્યાલિસ્ટ રિવોલ્યુશનરી પાર્ટિ અથવા સામાજિક વિપ્લવી પક્ષ. આ પક્ષ પણ પ્રથમ સામ્યવાદી હતો. પરંતુ ઈ. સ. ૧૯૧૭ ના બળવા પછી એ પક્ષ ધનવાન ખેડૂતો અને અમીર વર્ગના સ્વાર્થો જાળવવાની ફિકરમા પડયો. કેરેન્સ્કી આ પક્ષના નેતાઓમાનો એક હતો. આ કેરેન્સ્કીના હાથમાંથી બોલશેવિકોએ

રશિયાની સભા સમિતિઓમા પ્રથમ બધા પક્ષોના હાજર રહેલા પ્રતિનિધિઓમાથી સભાપતિ કમિટિ ( Presidium ) નીમતો. આ કમિટિ સભાની કાર્યપદ્ધતિ નક્કી કરતી. કોઈ વિષયની ચર્ચા થયા બાદ મત લેવામા આવતા. પ્રત્યેક પક્ષ જુદી જુદી રીતે મત આપતો. ચોમેર એકત્ર થએલી જનતા હોહા કરતી અને નાના પ્રકારના અવાજો કરતી. ખરૂં કામ તો પ્રત્યેક પક્ષની છૂપી સભામા થતુ; ખુલ્લી સભામા તો બધા પક્ષો પક્ષે નક્કી કરી આપેલા નિયમ મુજબ મત આપતા. કોઇપણ નવીન બાબત ઉપસ્થિત થાય તો સભાનુ કામ બધ રાખી જુદા જુદા પક્ષો જુદી જુદી રીતે એ વિષય પર ચર્ચા કરી કર્ત્તવ્ય નક્કી કરતા. આ રીતે સામાન્ય રીતે બધી રશિયન સભા સમિતિઓમા કામ થતું.

ઉપલા રાજદ્વારી સંઘ સિવાય બીજી પણ અનેક સમિતિઓ હતી. કેટલાક સઘો પણ હતા. તેમા " સોવિયેટ " નામની સમિતિ શક્તિશાળી ગણાતી હતી. પ્રત્યેક શહેર અને પ્રત્યેક ગામડામાં મજૂરો, ખેડુતો અગર સૈનિકો આ સોવિયેટ સમિતિનુ કામ ચલાવતા. તેઓ બનતા સુધી એક સંપીથી કામ બજાવતા.

ટ્રેડ–યુનિયન અથવા મજૂરસંઘ સ્થાપી મજૂરો લાખો મજૂરોને તેના સભાસદો બનાવતા. કારખાનાના મજૂરો પોતપોતાના કારખાનામા પોતાની વગ સ્થાપવા માટે ફેક્ટરી સબ કમિટિ અગર કારખાના અને દુકાન સમિતિઓ સ્થાપતા. તેઓ શ્રદ્ધાપૂર્વક માનતા હતા કે ભવિષ્યમા અમારે જ કારખાના ચલાવવા છે.

રશિયાની વ્યવસ્થાપક મહારાજાનું નામ ડુમા હતું. બળવા સાથે જ એ ડુમા પણ જનતનશીન થઈ ચૂકી. પરંતુ શહેરની મ્યુનિસિપાલિટિને પણ આ પુસ્તકમા " નગર ડુમા " ( City Duma ) કહેવામા આવી છે. ધીમે ધીમે પ્રજા ઉપરનો ડુમાનો પ્રભાવ ઓછો થતો જતો હતો; કારણ કે જુદા જુદા સઘોનો પ્રભાવ વધતો જતો હતો.

આ સિવાય ઝેમ્સ્ટવોસ ( Zemstvos ) અથવા ગામડાની જિલ્લા સમિતિ, સૈન્ય સમિતિ, નૌકાસૈન્ય સમિતિ, વગેરે સંઘે પોતપોતાના ક્ષેત્રમાં પ્રભાવશાળી બનતા જતા હતા.

એકજ જાતની સમિતિઓની એકેક કેંદ્ર સમિતિ હતી. ઇ. સ. ૧૯૧૭ માં પ્રત્યેક સમિતિની કેંદ્ર સમિતિઓનુ સમેલન પેટ્રોગ્રેડમાં થયું હતું. કેરેન્સ્કીની પડતી પછી આ કેંદ્ર સમિતિઓનો પ્રભાવ વધવા લાગ્યો.

કારખાનાઓના જે મજૂરો હથિયારબંધ રહેતા તેઓ "રેડ-ગાર્ડ" અથવા "લાલ પલટણ"ના નામથી ઓળખાતા. ઈ. સ. ૧૯૦૫ અને ૧૯૧૭ ના બંડ વખતે કે કોઈપણ પ્રકારના સંકટ સમયે તેઓ પેટ્રોગ્રેડના રસ્તા પર કુચ કરતા. વ્યક્તિગત સંપત્તિના રક્ષણ માટે અમીર વર્ગના લોકોએ પણ આ રેડગાર્ડનું અનુકરણ કરી "વ્હાઇટ ગાર્ડ" અથવા "સફેદ પલટણ" ઉભી કરી હતી.

સ્ત્રી વર્ગમાંથી એક મૃત્યુ સેનાદળ ( Death Battalians ) ઉભું કરવામા આવ્યું હતું.

જે અમલદારો બળવાની તરફેણમાં નહોતા તેઓએ પણ "ઓફિસર" દળ ઉભું કર્યું હતું.

જે ખેડુતોની સ્થિતિ સારી હતી તેઓ બળવાખોર ખેડુતોની શક્તિ ઓછી કરવા માટે બીજા ખેડુત સંઘો હસ્તગત કરી એને બળવા વિરોધી દળના રૂપમા ફેરવી નાખતા હતા.

આ પ્રમાણે રશિયામા સર્વત્ર નાના પ્રકારના પક્ષો પેદા થયા હતા.

## ઈ. સ. ૧૯૧૭ ∴ ∴ ∴ ∴

ઈ. સ. ૧૯૧૭ ના બળવા સંબંધમા રશિયાના જુદા જુદા વર્ગો જુદા જુદા મત દર્શાવતા હતા. વેપારીઓ અને અમીર વર્ગ માનતો હતો કે આપણને પુરતુ મળ્યું છે. ઝારનો જૂલમ બંધ પડયો છે, રાજ્યસત્તા હાથમા આવી છે. હવે અવ્યવસ્થા દૂર કરી સમાજમા શાંતિ સ્થાપવાની જરૂર છે. નરમપંથી સામાજિક વિપ્લવ વાદીઓનો અભિપ્રાય પણ લગભગ આવો જ હતો, અને એ બધા પક્ષો કેરેન્સ્કી-દ્વારા ચાલતી સરકારને ટેકો આપતા હતા.

ચૌદમી અકટોબરે પ્રગટ થએલા એક નરમપંથી વર્ત્તમાન પત્રમા લખાણુ આવ્યું હતું કે વિપ્લવ નાટકના બે અંક છે. પુરાતન અમલનો નાશ કરવો અને નૂતનનું સર્જન કરવુ. પહેલા અંકે બહુ વખત લીધો છે. હવે બીજા અંકની શરુઆત કરવી જોઇએ. એ અંક જેમ બને તેમ જલદી પુરો થાય તો સારૂં; કારણ કે વિપ્લવ પ્રાઓ કાળ જારી રહે તો છેવટે દેશનું અકલ્યાણ થાય.

મજૂર, સૈનિક અને ખેડુતોના વિચારો આથી ઉલટા હતા. તેઓ માનતા હતા કે પહેલા અંકનો છેલ્લો પ્રવેશ હજુ ભજવાયો નથી. હજુ મહાયુદ્ધ ચાલતું હતુ. યુદ્ધના મેદાન પર સૈનિક સંઘ

સાથે મોટા મોટા અમલદારોની અથડામણુ ચાલતી હતી; કારણ કે સૈનિકો સાથે પશુના જેવો વ્યવહાર ચલાવવામા આવતો હતો. દેશમા જેઓ ખેડુતોને જમીનના અધિકારો સોંપી દેવાના પ્રયત્નો કરતા હતા, તેઓને જેલમા પૂરવાની વ્યવસ્થા થતી હતી અને કારખાનાના મજૂરોની પણુ એવી જ સ્થિતિ હતી. પરદેશમાથી જેઓ દેશમાં પાછા ફર્યા હતા તેઓમાંના મોટા ભાગને કેરેન્સ્કીની સરકારે જેલમાં પૂર્યા હતા.

અસંતુષ્ટ પ્રજાને કહેવામાં આવ્યું હતું કે ડિસેમ્બર માસમાં મહાસભાની બેઠક થશે, તમે ત્યાંસુધી રાહ જુઓ.

પરંતુ પ્રજાના દિલ ઉંચા થયા હતાં. મહાસભા તો પ્રજાની વસ્તુ હતી; પરંતુ કેટલાક ખાસ હેતુ ખાતર વિપ્લવની તૈયારીઓ થઈ રહી હતી. મહાસભા હો કે ન હો. લડાઈ બંધ પાડવી, જમીન અને કારખાના પર મજૂરોનો અધિકાર સ્થાપવો આ ત્રણ ચીજો તો પાર પાડવી જ જોઇએ. બળવા પછી આઠ માસ ચાલ્યા ગયા! હવે કયાં સુધી લોકો મહાસભાની બેઠક તરફ તાકી રહે!

આ તરફ સૈનિકોનાં ટોળે ટોળાં લડાઈનું મેદાન તજવા લાગ્યાં. ખેડુતો જમીનદારોના ઘરબાર સળગાવી મોટી મોટી જમીનદારી કબજે કરી બેઠા; મજૂરો હડતાલ પાડવા લાગ્યા. કુદરતી રીતે જ કારખાનાના માલિકો, જમીનદારો ને સેનાપતિઓ બળવાની ગતિ બંધ પાડવા પ્રયત્નો કરવા લાગ્યા.

કેરેન્સ્કીની સરકાર મૂળમાં તો સુધારણાની તરફેણમાં હતી, પરંતુ નખશિખ પરિવર્ત્તનનો એ વિરોધ કરતી હતી. આવી અધકચરી સુધારણાનું પરિણામ સારૂ ન આવ્યું. છતાં દમનનીતિ તો સંપૂર્ણ પ્રમાણમાં ચાલવા લાગી. મજૂરસંઘો ઉપર હુકમ બજાવવામાં આવ્યો કે તેઓ ફક્ત કામકાજના વખત બહાર બેઠકો બોલાવી શકશે; લડાઈના મેદાન પર બળવાખોર ચળવળીઆઓને

ધરપકડ ચાલવા લાગી. ઉગ્રપંથી વર્તમાનપત્રો બંધ પાડવામાં આવ્યાં, એટલુ જ નહિ પણ બળવાખોર પ્રચારકાર્ય કરનારાઓને દેહાતદંડ સુધીની શિક્ષા કરવામા આવી

ઈ. સ. ૧૯૧૭ ના સપ્ટેમ્બર માસમા કેરેન્સ્કી અને નરમપંથી સામાજિક વિપ્લવી પક્ષવાળા ધનવાનો એકત્ર થઈ રાજ્યઅમલ ચલાવવા લાગ્યા; પ્રજા તેઓ ઉપરની બધી શ્રદ્ધા ગુમાવી નાના ગણાતા બોલશેવિક પક્ષમા ભળવા લાગી. કારણ કે બોલશેવિકો યુદ્ધ બધ પાડવા, જમીન અને કારખાના ઉપર ખેડુતો અને મજુરોના અધિકાર સ્થાપવા અને દેશમા મજૂર વર્ગની સત્તા જમાવવા માટે કટિબદ્ધ થઈ રહ્યા હતા

છતા થોડા માસ પહેલાં તો આ બોલશેવિકોની દુર્દશાનો પાર નહોતો પહેલી વારનો પ્રયત્ન નિષ્ફળ જવાને લીધે જનતા બોલશેવિકો પ્રત્યે વિરૂપ થઈ ગઈ હતી ટ્રોટ્સ્કી વગેરે બોલશેવિક નેતાઓને જેલમા મોકલવામા આવ્યા હતા. લેનિન અને જિનોવિયેવને નાસી જવાની ફરજ પાડી હતી બોલશેવિક વર્તમાન પત્રો બંધ પાડવામા આવ્યા હતા બળવાના વિરોધીઓએ અફવા ફેલાવી હતી કે બોલશેવિકો જર્મનિના છુપા જાસુસો છે. જગતના લોકો આ અફવા ખરી માનતા અચકાયા નહોતા.

પરંતુ કેરેન્સ્કીની સરકાર આ બધી વાતો સાબીત કરી શકી નહિ બધાને ખબર પડી ગઈ કે જર્મન કાવતરાને લગતા કાગળપત્રો બધા બનાવટી છે. ધીમે ધીમે બોલશેવિકોને છોડી દેવામા આવ્યા. વળી બોલશેવિક ગર્જના સભળાવા લાગી કે "બધી સત્તા સોવિયેટ પાસે હોવી જોઈએ" સોવિયેટમાના ઘણા ખરા તેમના શત્રુ હતા; પરતુ બોલશેવિક પક્ષ ગભરાયો નહિ પ્રજા, સૈનિક અને પ્રજાની સ્પષ્ટ ઇચ્છાને મૂર્તરૂપ આપવા માટે તેઓએ કાર્યક્રમ ઘડી કાઢ્યો. આથી જ્યારે નરમપથી બળવાખોર પક્ષ અમીરવર્ગ સાથે

કરવાના પ્રયત્નો કરતો હતો એ દરમિયાન બોલશેવિકોએ પ્રજાના મોટા ભાગને પોતાની તરફેણમાં ખેંચી લીધો. જુલાઇ માસમાં ઉન્મત્ત સરકાર તેઓને પશુની માફક ખોળી ખોળીને જેલમાં પૂરતી હતી અને જનતા તેઓ પ્રત્યે ઘણા રાખતી હતી. ત્યારે સપ્ટેમ્બર જતાં ન જતાંમાં તો શહેરોના મજૂરો, નાવિકો અને સૈનિકોનો મોટો ભાગ બોલશેવિક પક્ષમાં ભળ્યો. સપ્ટેમ્બર માસમાં રશિયાનાં શહે-રોમાં જે મ્યુનિસિપલ ચુંટણી થઈ તે પરથી બોલશેવિકોનો વગ-વસીલો બરાબર સમજાઈ ગયો. સેંકડે સિત્તેર ટકા બોલશેવિકો એ ચુંટણીમાં પસાર થયા.

પરંતુ કેંદ્રીય કમિટિઓમાં બોલશેવિકોની વગ બીલકુલ નહોતી. કારણ કે એ બધા સંઘોની ચુંટણી લાંબી મુદત પહેલાં થઇ ચૂકી હતી. અને એ ચુંટણી વખતે મેનશેવિક અને સામાજિક વિપ્લવી પક્ષ પૂર બહારમાં હતો. આથી આ વખતે જણાવા લાગ્યું કે પોસ્ટ ઑફિસ, રેલવે અને ટેલિગ્રાફ વિભાગના મજૂરસંઘો બોલશેવિકો વિરુદ્ધ વર્તે છે. સામાજિક વિપ્લવી પક્ષનો પ્રભાવ ગામડાંમાં પણ ખૂબ હતો. કારણ કે તે પક્ષે લાંબા સમયથી ગામડાંઓમાં પ્રચાર કાર્ય કર્યું હતું.

સપ્ટેમ્બર અને અકટોબર માસ રશિયામાં સૌથી દુઃખદ સમય ગણાય છે. દિવસો ટુંકા હોય છે. અવિરામ જલધારા રેડતો વરસાદ રસ્તા કાદવથી ભરપૂર બનાવી મૂકે છે. ઘર બહાર પગ મૂકવાનું મન થતું નથી. શત્રુઓનાં ઝેપલીનની બીકથી રસ્તા પર દીવા પણ સળગતા નહોતા. બપોરના ૩ થી સવારના ૧૦ સુધી સર્વત્ર અંધકાર છવાએલો રહેતો. દિનપ્રતિદિન ચોરી લુટફાટ વધતી જાય છે. આ તરફ દૂધ, રોટલી અને ખાંડ માટે આવી સખત ઠંડીમાં લોકો બૈરી છોકરાં સાથે કલાકોના કલાકો ઉભા રહે છે. પેટ્રોગ્રેડના લગભગ અરધા બાળકોને દૂધ મળતું નથી. પરંતુ આવા બનાવો વચ્ચે પણ લોકોના અમુક ટોળાની સ્ફૂર્તિ સ્પષ્ટ જણાઈ આવે છે. થિએટરોમાં ધડાકા થયા કરે છે. કવિઓ બળવા સિવાય બીજા બધા વિષયો પર કવિતા લખે છે. ગામડાંમાંથી યુવતીઓ ફ્રેંચ ભાષા અને સૂર શીખવા માટે વારંવાર આવજા કરે છે. અમીર વર્ગનાં બૈરાં વિચાર કરે છે કે "ઝાર અગર તો જર્મનો આવે તો જ કંઈક સગવડ થાય, નહિ તો નોકર ચાકરના પ્રશ્નનો નિકાલ કેમે કર્યો થાય તેમ નથી." એક દિવસ એક ટ્રામ કનડકટરે એક ગૃહસ્થની છોકરીને "કૉમરેડ" કહી સંબોધન કર્યું. આ સંબોધન સાંભળતાં જ એ છોકરી મર્છા ખાવાની અણી પર આવી ગઈ.

આ થયું એક બાજુનું દૃસ્ય વર્ણન. બળવાનાં વાદળ ઘેરાતાં

પર મોટા અક્ષરે લખવામાં આવતું કે "અહીં બક્ષીશ લેવામાં આવતી નથી." બધાં સ્ત્રી પુરુષો મત આપી શકે એવી ગોઠવણો થવા લાગી. મજૂર પક્ષનાં પુષ્કળ વર્તમાન પત્રો બહાર પડયાં. ઠેકઠેકાણે સંઘો પેદા થયા, એટલુંજ નહિ પણ સૈનિકો મંધબદ્ધ બની સેના વિભાગમાં સ્વરાજ દાખલ કરવાના પ્રયત્નો કરવા લાગ્યા.

આ સમયે રશિયાના આમ વર્ગમાં એક પ્રકારની જ્ઞાનસ્પૃહા પેદા થઇ હતી. લોકો બધું જાણવા ઇચ્છતાં હતાં. નકામાં નાટક ચેટક નહિ પરંતુ ઇતિહાસ, અર્થશાસ્ત્ર અને રાજનીતિનાં પુસ્તકો વાંચવા ઇચ્છતાં હતાં. પ્રત્યેક શહેરમાં, એટલુંજ નહિ પણ લડાઇના મેદાનમાં પણ પ્રત્યેક પક્ષનું પોતાનું વર્તમાન પત્ર નીકળતું. સેંકડો ને હજારો પત્રિકાઓ વહેંચાતી અને ગામ, કારખાનું અને સૈનિકોની છાવણીને આવરી વળતી. તપેલી રેતીમાં જેમ પાણીનું ટીપું શોષાઇ જાય તેમ રશિયાની મૂગી અને અજ્ઞાન પ્રજા આગળ જે કંઇ વિચાર ઉપસ્થિત થતો તેની તે આગ્રહપૂર્વક ચર્ચા કરતી અને એ વિષે વધારે જાણવા માટે ઉંચીનીચી થઇ રહેતી.

એ એક અપૂર્વ દૃશ્ય હતું. થિએટર, સર્કસ, વિદ્યાલય, કલબ, સંઘગૃહ, સૈનિકોની છાવણી, રસ્તા અને ઘાટ ભાષણો, સભા, ચર્ચા, તર્ક વિતર્કથી ગાજી રહેતાં. તમે સામાજિક વિપ્લવી દળના હો કે પછી બોલશેવિક પંથી હો, પરંતુ તમે જે કંઇ કહો તે સાંભળવા હજારો લોકો તૈયાર હોય જ. પ્રત્યેક રસ્તાના નાકા ઉપર સભા ભરાતી. ટ્રામગાડી, રેલગાડી, જ્યાં જુઓ ત્યાં ચર્ચા થવા લાગી. બધી સભામાં વક્તાઓ સ્વતંત્ર મત દર્શાવી શકતા.

એક પરદેશી વર્તમાનપત્રકારોનું ટોળું લડાઇના મેદાન પર ગયું હતું. ખાઇમાં, ઠંડીમાં, રશિયન સૈન્ય અપાર મુશ્કેલી વચ્ચે પણ પોતાનું કાર્ય બજાવતું હતું. પગમાં પગરખાં નહોતાં, શરીર પર પુરતાં કપડાં નહોતાં. પરંતુ વર્તમાનપત્રકારોને જોઇ તેઓ

આગ્રહપૂર્વક પૂછવા લાગ્યા કે "તમે વાંચવા જેવાં પુસ્તકો સાથે લાવ્યા છો ?"

આવી સ્થિતિમાં પણ ઝારની સ્મૃતિ તદ્દન વિસરાઇ ગઈ નહોતી. વિદ્યાલયનાં બાળકો હજી પણ એ જગજૂના રાજચિહ્નોથી વિભૂષિત પોશાક પહેરતાં. નવીન અમલમા પણ વિશ્વવિદ્યાલયની એક સભામાં એક સભ્યને પ્રવેશ કરવા દેવામાં આવ્યો નહોતો, કારણ કે તે સાદા પોશાકમા હતો; તેના પહેરવેશમાં ઝારના ચાંદલાઓ પોશાક નહોતો!

રશિયાનો કુળવાન વર્ગ, કેળવાએલો વર્ગ સમજી શકતો નહોતો કે અમે કઈ દિશામા જઈએ છીએ; પરંતુ તેઓ હજુ પરિસ્થિતિનું સંપૂર્ણ જ્ઞાન મેળવે તે દરમિયાન કોણ જાણે કયા અજાણ્યા સમુદ્રમાથી અગોચર મોજું આવ્યું અને ચારે દિશાને રેલાવી ગયું; જગતના રંગમંચ ઉપર અભિનવ દશ્યનું નાટક ભજવાઈ ગયું.

## ઘુઘવતાં મોજાં ∴ ∴ ∴ ∴

સપ્ટેમ્બર માસમાં સેનાપતિ કોર્નિલોવ પેટ્રોગ્રેડ તરફ રવાના થયો. તેનો ઉદ્દેશ રશિયાના એકછત્રાધિપતિ લશ્કરી આગેવાન બનવાનો હતો. હવે સ્પષ્ટ સમજાવા લાગ્યું હતું કે મૂડીવાદીઓ બળવાને કચરી નાખવા કટિબદ્ધ થયા છે. સામાજિક વિપ્લવ દળના મંત્રીઓમાંના અનેક આ કાવતરામાં સામેલ હતા. એટલુંજ નહિ પણ લોકો કેરેન્સ્કીના ઉપર પણ સંદેહ લાવવા લાગ્યા. કોર્નિલોવ સૈનિક કમિટિ દ્વારા પકડાયો. કાવતરાખોર બીજા સેનાપતિઓને બરતરફ કરવામાં આવ્યા. મંત્રી મંડળ વિખેરી નાખવામાં આવ્યું. પાંચ જૂના મંત્રીઓ સાથે કેરેન્સ્કીએ નવી સરકાર ઉભી કરી.

બધા ઉદ્વેગમાં પડ્યા. રખે ને વળી કોઈ નવો કોર્નિલોવ જાગી ન ઉઠે. મજૂર અને સૈનિક સંઘોની અખિલ રશિયાની કેંદ્રીય કમિટિમાં આ સંબંધમાં મતભેદ પડ્યો. બોલશેવિકોએ માગણી કરી કે અખિલ-રશિયાની સોવિયેટ કોંગ્રેસને બોલાવી તેના હાથમાં બધી સત્તા સોંપવી. એક બીજા પક્ષે જણાવ્યું કે અમિશ્ર સોસ્યાલિસ્ટ

અથવા સામ્યવાદી સરકાર ઉભી કરવી ત્રીજા પક્ષે વળી એવો ગોળો ગબડાવ્યો કે નવી સરકારમા મૂડીવાદીઓના પ્રતિનિધિઓ હોવા જોઈએ.

લગભગ આજ અરસામા પેટ્રોગ્રેડ સોવિયેટમાં બોલશેવિકોએ બહુમતી મેળવી હતી અને તે સાથે મોસ્કો, કીવ, ઓડેસ્સા વગેરે શહેરોમા પણ પોતપોતાના પક્ષને સોવિયેટ સમૂહમા મોટા પ્રમાણમા દાખલ કરાવ્યો હતો.

આ બધી પરિસ્થિતિથી ભય પામી મેનશેવિક અને સામાજિક વિપ્લવી દળે નક્કી કર્યું કે કોર્નિલોવ હજુ ઇચ્છવા યોગ્ય છે પરંતુ લેનિનને તો દૂર રાખવોજ જોઇએ. છેવટે સમવાય સમિતિ અને બીજા રક્ષણશીલ પક્ષના પ્રતિનિધિઓનું જે નવું મંત્રી મંડળ ઉભું કરવામા આવ્યું તેમાં જણાયું કે મૂડીવાદીઓનો હાથ વધારે પ્રમાણમાં છે.

મૂળ વાત એ હતી કે અખિલ રશિયાની કેંદ્રીય મજૂર અને સૈનિક સમિતિના આગેવાનો અખિલ રશિયાની સોવિયેટ કોંગ્રેસ બોલાવવા તૈયાર નહોતા. એટલુજ નહિ પણ સોવિયેટ સઘોની હવે જરુર રહી નથી એવા વિચારો પ્રગટ કરતા પણ તેઓ અચકાયા નહોતા.

પરંતુ બોલશેવિકો એમ દબાઈ જાય તેમ નહોતું. કોઈની પણ રાહ જોયા વિના રશિયાનો શાસનભાર ગ્રહણ કરવા માટે તેઓએ અખિલ રશિયાની સોવિયેટ કોંગ્રેસને બીજી નવેમ્બરે પેટ્રોગ્રેડમા એકત્ર થવાનું આમત્રણ મોકલ્યું. આ સાથે નવીન સરકારની કાઉન્સિલમાથી બોલશેવિક સભાસદો એમ કહી ખસી ગયા કે સરકારે પ્રજાનો વિશ્વાસઘાત કર્યો છે, એની સાથે અમારે કોઈ પણ જાતનો સંબંધ નથી.

પરિણામે કાઉન્સિલમા મૂડીવાળાઓની સત્તા વધી. કેડેટ પક્ષ, સૈન્ય કમિટિ, નાવિકકમિટિ વગેરે સઘો તરફ દમનનીતિ અખત્યાર

કરવા માટે તેણે દુરાગ્રહ પકડ્યો અને સોવિયેટોને ખુલ્લી રીતે ગાળો ભાંડવાનો ધધો માડ્યો આ તરફ મેનશેવિક પક્ષ લડાઈ બધ પડે, જમીન ખેડુતોના તાબામા આવે અને કારખાનામા મજૂરોનો હક્ક સચવાય તે માટે પ્રયત્નો કરવા લાગ્યો

આ વખતે મહાયુદ્ધની સાધની વાત ચાલતી હતી આ પ્રશ્ન માટે ખૂબ કલહ થવા લાગ્યો ધનવાન અને અમીરવર્ગ શાતિને માટે તલસતો નહોતો બોલશેવિક ગાડાતૂર બની ગયા. પેટ્રોગ્રેડના કોઈએક સ્થળે એક દિવસ એક મોટી સભા ભરાએલી હતી, સેકડો સૈનિક, નાવિકો, મજૂરો, સ્ત્રીઓ, પુરુષો ત્યા હાજર થયા હતા એક સૈનિક ભાષણ કરતો હતો, "કોમરેડો, (ભાઈઓ) ઉપરી અધિકારીઓ આપણને કેવળ ત્યાગ કરવાનુ કહે છે આપણે તો સર્વસ્વ આપ્યુ છે, છતા ઉપરી અધિકારીઓની સ્થિતિ જેવીને તેવીજ છે!

"જર્મનિ સાથે આપણી લડાઈ ચાલે છે આપણે શુ જર્મન સેનાપતિઓને આપણા સૈનિક વિભાગમા કામ કરવા બોલાવી શકીએ? ધનવાનોને શા માટે બોલાવવામા આવ્યા છે?"

"આજે સૈનિકો બિચારા કહે છે કે "અરેરે, અમને કોઈ જણાવશે ખરા કે અમે શા માટે લડાઈ કરીએ છીએ! આપણે શુ કોન્સ્ટાન્ટિનોપલ કબજે કરવા માગીએ છીએ કે ધનવાન લૂટારાઓનો અમલ ઈચ્છીએ છીએ? જમીન જો ખેડુતોની હોત, મજૂરોને જો કારખાનાની માલીકી મળતી હોત અને સોવિયેટ દળના હાથમા દેશની સત્તા હોત તો આપણે સમજી શકત કે કોઈ પણ એક બાબત માટે આપણે લડાઈ કરીએ છીએ."

છાવણીમા, કારખાનામા, રસ્તાના નાકા ઉપર સૈનિક વક્તાનું ભાષણ સાભળવા માટે જનતા એકત્ર થતી અને વક્તાઓ પણ ખુલ્લી રીતે જણાવતા કે સરકાર જો લડાઈ બધ નહિ કરે તો સૈનિકો લડાઈનું મેદાન તજી ચાલ્યા આવશે તેઓને મુખે લડાઈના મેદાન પર થએલી સૈનિકોની દુર્દશાની વાત સાભળી પ્રજા

ઉશ્કેરાઈ ગઈ. ખાઈઓમા બેઠા બેઠા સૈનિકો વગર ઊંઘે, વગર ખોરાકે દિવસો ગાળે છે, બંદુકના ટોટા પણ તેઓ પાસે નથી. સરકારે શું તેઓને ભૂખ્યા મારી નાખવાનો વિચાર રાખ્યો છે !

સરકાર તરફથી જાહેરનામા બહાર પાડવામા આવ્યાં કે લડાઈ સંબધમા પ્રજાતંત્રે વિચાર કરવાની જરૂર નથી; જુદાં જુદા રાજ્યોના રાજ્પુરુષો એ બાબતમા કર્ત્તવ્ય નક્કી કરશે

આ તરફ કોઝેકો પણ ધીમે ધીમે નવીન મૂર્ત્તિ ધારણ કરવા લાગ્યા. પ્રથમ તો તેઓએ બંડખોરો પર ગોળીઓ ચલાવવાની ના મરજી બતાવી. પરંતુ ધીમે ધીમે તેઓ બળવાના મહાન શત્રુ બની ગયા. કાર્નિલોવના બનાવમા કોઝેક સેનાપતિ ડ્રેલેડિન પણ જોડાએલો હતો. તેને બરતરફ કરવામા આવ્યો હતો. પરંતુ તેણે પોતાનો હોદ્દો તો છોડયો નહિ. ઉલટો સરકાર વિરૂદ્ધ નાના પ્રકારના કાવતરા કરવા લાગ્યો. કેરેન્સ્કી બિચારો આ બાબતમા એક શબ્દ પણ બોલી શકયો નહિ.

ચોમેર અવ્યવસ્થાના જાળા વણાવા લાગ્યા. જૂનુ રશિયા તૂટી પડવા લાગ્યું. ફિનલેંડ, પોલેન્ડ વગેરે પ્રદેશોમા રાષ્ટ્રીય પક્ષ ધીમે ધીમે બળવાન થતો જતો હતો. સર્વત્ર જણાવા લાગ્યું કે સ્થાનિક સત્તાવાળાઓ અને સોવિયેટ સંઘ વચ્ચે લડાઈની શરુઆત થવાની છે. આ બધી ગરબડમા સરકાર સૂનમૂન થઈ બેઠી હતી. અમીરવર્ગ માનતો હતો કે અત્યારે રશિયાને એક જબરા આદમીની જરુર છે. ઘણા લોકો વળી એમ પણ સમજાવતા હતા કે અત્યારે બળવાની વાતો ન વિચારતા જર્મનો વિષે વિચાર કરવાની જરુર છે.

અકટોબરની ૨૭ મી તારીખે જર્મન નૌકાસૈન્યે રૈગા કબજે કર્યું. કેરેન્સ્કીની સરકારે જાહેર કર્યું કે પેટ્રોગ્રેડ ભયમા આવી પડયું છે. પેટ્રોગ્રેડ તજી બધાએ મોસ્કો જવું જોઈએ. સંપત્તિશાળી મૂડીવાદીઓના વર્ત્તમાનપત્રો ગર્જી ઉઠ્યા કે "બરાબર છે, મોસ્કોની આબોહવા સારી છે, ત્યા બગાવખોર પાર્ટિ નથી "

પરંતુ બોલશેવિકોની આખમા ધૂળ નાખવાનુ કામ સહેલું નહોતુ. તેઓએ તીવ્ર વિરોધ કરતા જણાવ્યુ કે સરકારની આ એક રમત છે, બળવાનો નાશ કરવાની યુક્તિ છે. પેટ્રોગ્રેડનો ત્યાગ કદી કરવામા નહિ આવે તેઓની આ તીવ્ર ચળવળને લીધે સરકાર આ સંબધમા કંઇજ કરી શકી નહિ.

આ દરમિયાન સોવિયેટ કોંગ્રેસ મળવાની તૈયારીઓ થઈ રહી હતી. ફક્ત સરકાર જ નહિ પરતુ નરમપથી વિપ્લવી પક્ષ પણ તેનો વિરોધ કરતો હતો. ચોમેર જાસુસો મોકલવામા આવ્યા. ચુંટણીમા વિલંબ થાય તેવા ઉપાયો યોજવામા આવ્યા. પરંતુ કોઇ પણ રીતે ધાર્યું પરિણામ ન આવ્યું ત્યારે દરેક મથકે તાર છૂટયા કે "બની શકે તેટલા નરમપંથી પ્રતિનિધિઓ મોકલો."

પરંતુ લાખો મજુરોના ઉત્સાહના પૂર આગળ આવા કાવતરા ધસડાઈ ગયા. બધે સ્થળેથી સોવિયેટ પ્રતિનિધિઓ પેટ્રોગ્રેડ તરફ રવાના થયા. રાત ને દિવસનો ફરક રાખ્યા સિવાય બોલશેવિક પ્રચારકો ભાષણો આપવા લાગ્યા. હજારો મેલા કપડાં પહેરેલા કુલી, મજૂર અને ખેડુતોના ટોળા તેઓની તેજદાર વકતૃતા સાભળી સોવિયેટનો જયજયકાર બોલાવવા લાગ્યા.

આખું રશિયા સોવિયેટ કોંગ્રેસની બેઠક માટે તત્પર બની રહ્યુ હતું. વિશાળ નીવા નદીને તીરે સ્મલની ઇન્સ્ટિટયુટ આવેલુ છે. જૂના કાળમા એમા સન્યાસિનીઓનુ મહાવિદ્યાલય હતું. અત્યારે એના સૌથી વધારે ઓરડામાં પેટ્રોગ્રેડની સોવિયેટ કેંદ્રીય સમિતિ બેસે છે. જૂના અમલમા જે ઓરડામા નૃત્યગીત થતાં ત્યાં અત્યારે સભાની બેઠક ભરાય છે.

નવા આવનારાઓ એક પછી એક પ્રવેશ કરે છે. વીખરાએલા વાળ, મેલા જામા, ફાટેલા બૂટ શોભી રહ્યા છે. અમીર વર્ગ આ બધુ જોઈ હસે છે અને કહે છે કે "જુઓ જુઓ, આ જાનવરોના

ટોળા આવ્યા છે." બરાબર છે! રશિયાના ખેડુતો અને મજૂરોની સ્થિતિ જનાવરથી પણ અધમ હતી! પરતુ અત્યારે તેના જાગરણનો વારો આવ્યો હતો. એનુ છેવટ કયા આવવાનુ છે તે કોણ કહી શકે તેમ છે?

પેટ્રોગ્રેડનુ વાતાવરણ અફવાઓથી ઘેરાઈ ગયુ છે. બોલશેવિકો બંડ જાહેર કરવાના છે, લાખો સૈનિકો અને મજૂરો રસ્તા પર બહાર પડવાના છે. એવી સખ્ત અફવા ચોમેર ફેલાઇ રહી છે! ગોર્કિના વર્તમાનપત્રમા લખવામા આવ્યુ કે સરકાર અને વિપ્લવના વિરોધીઓએ બોલશેવિકોને ગાડાતૂર બનાવી મૂકયા છે. તેઓનો તેમ કરવાનો હેતુ બોલશેવિકો લોહી રેડે તેવો છે. અને તેમ બને તોજ એકાદ કોર્નિલોવને આગળ કરી શકાય. ગોર્કિએ લખ્યુ કે બોલશેવિકોએ આ બધી અફવાઓનો ઇનકાર કરવો જોઈએ! આ તરફ મેનશેવિક પક્ષના એક વર્તમાનપત્રમા બોલશેવિકોના કાવતરાની એક કથા રજૂ થઈ અને તે સાથે તે કાવતરાનો પ્લાન પણ છાપવામા આવ્યો. દિવાલો પર મોટા મોટા પોસ્ટર ચોટાડવામા આવ્યા કે "સાવચેત રહો! કોઈ ઘર બહાર નીકળશો નહિ. એકાદ તોફાનની તકનો લાભ લઈ વિપ્લવના વિરોધીઓ જર્મનો માટે દ્વાર ખુલ્લા કરશે."

સ્મલનીમા ૩૦ મી અકટોમ્બરે પેટ્રોગ્રેડ સોવિયેટ સભાની બેઠક મળી તેમા ટ્રોટસ્કીએ કહ્યુ કે શત્રુઓ વિપ્લવને હળવો બનાવવા માગે છે. બોલશેવિકોએ બડ પોકાર્યુ નથી. પરંતુ જરૂર પડશે તો તે તેમ કરવામા પાછી પાની કરશે નહિ. શત્રુઓ બળવાને તોડી પાડવાની તૈયારીઓ કરે છે. અમને તેનો જવાબ વાળતા આવડે છે, અને ખચિત તેનો જવાબ વાળીશુ જ.

વસ્તુતઃ બોલશેવિકો કોઈ પણ પ્રકારની હોહા કરવા તૈયાર ન હોતા. આ બાબતમા ૨૩ મી અકટોબરની આખી રાત સભા ચાલી

હતી. આગેવાનોમાં કેવળ લેનિન અને ટ્રોટસ્કી બળવો જાહેર કરવાની તરફેણમાં હતા. લશ્કરી સભાસદો પણ બળવાનો વિરોધ કરતા હતા. પરિણામે સભાએ બળવા વિરુદ્ધ મત આપ્યો હતો. તે જ વેળા એક અણઘડ મજૂરે બરાડો પાડી કહ્યું હતું કે "હું પેટ્રોગ્રેડના પ્રોલિટેરિયેટ (સંપત્તિ વિનાના પ્રજાજનો) તરફથી જણાવું છું કે અમે બળવાની તરફેણમાં છીએ; એ માટે જરૂર પડશે તો અમે તમારી સાથે વિનાશના માર્ગે ધસી જઈશું" વળી મત લેવામાં આવ્યા; આ વખતે સભાએ બળવાની તરફેણમા મત આપ્યો. પરંતુ જિનોવિયેફ વગેરે આગેવાનોના પ્રયત્નથી પહેલાનો મત બહાલ રાખવામાં આવ્યો.

એક તરફથી જેમ સરકારી અમલદારો, સૈનિકો અને નરમપંથી પક્ષ બળવા વિરુદ્ધ નાના પ્રકારનું પ્રચાર કાર્ય કરતા હતા, તેમ બીજી બાજુ લડાઈમાંથી પાછા ફરેલા સૈનિકો ખુલ્લી સભામાં કહેવા લાગ્યા હતા કે "ભાઈઓ રે, અમે લડાઈના મેદાન પર ખાઈઓ ખોદી અમારે માટે કબર તૈયાર કરી રાખી છે. ત્યાં કોઈ અમને નથી આપતું ખોરાક કે નથી આપતું પોશાક."

સ્મલનીના દરવાજા ઉપર સખ્ત ચોકીપહેરો બેસી ગયો છે. પ્રવેશપત્ર વિના કોઈને અંદર દાખલ કરવામાં આવતું નથી. કમિટિનું સ્થાન ધમધમી રહ્યું છે. રાતદહાડો ચર્ચા ચાલ્યા કરે છે. મેજ ઉપર સેંકડો સૈનિક અને મજૂરો-જ્યાં ફાવ્યું ત્યાં સૂઈ રહ્યા છે.

જુગારનો પાર નથી. દારૂનું પીઠું ખુલ્લું છે. રસ્તા પર વેશ્યાઓના બહારની પણ વાત પૂછવી જ નહિ...

રાજતંત્રીઓનાં કાવતરાં, જર્મન જાસુસો, ચોર, વાટપાડુઓ, ચોમેર અવિશ્વાસનું વાતાવરણ, સંદેહની દૃષ્ટિ છવાઈ રહી છે....

અવિરામ વૃષ્ટિ, ભયંકર ટાઢ, એ બધાને વેઠી લેતું પેટ્રોગ્રેડ શહેર ઉતાવળી ચાલે ગતિ કરી રહ્યું છે... કઈ દિશામાં? એ પ્રશ્નનો જવાબ કોણ આપી શકે?

## તોફાન પહેલં

જ્યારે સરકાર નબળી પડે છે અને પ્રજા બંડખાર વિચારની થઈ જાય છે ત્યારે સરકારના પ્રત્યેક કાર્યથી જનતા ઉશ્કેરાઈ જાય છે, વળી સરકાર નિર્બળતાને લીધે ચુપ થઈ બેસે છે તો પણ લોકોના મન તેના પ્રત્યેની ધૃણાથી છવાઈ જાય છે.

પેટ્રોગ્રેડ છોડી જવાની અફવાથી આખું શહેર ઉશ્કેરાઈ ગયું હતું અને કેરેન્સ્કીની સરકારે આ અફવા પાયા વિનાની છે એમ જાહેર કર્યા છતા લોકો કહેવા લાગ્યા હતા કે સરકારે બીકના માર્યા પેટ્રોગ્રેડ છોડી જવાનો સંકલ્પ તજી દીધો છે.

ખાગ્કોવ શહેરમા કોયલાની ખાણોમા કામ કરતા ૩૦ હજાર મજૂરોએ એકત્ર થઈ અભિપ્રાય જાહેર કર્યો કે મજૂર અને માલીકના સ્વાર્થો વચ્ચે કોઈપણ જાતનો મેળ મળે તેમ નથી. કોઝેક સેનાએ આવી તેઓની સભા તોડી પાડી એમાના થોડા મજૂરોને ખાણોના માલીકોએ નોકરી પર ચઢાવ્યા નહિ અને તેથી બાકીના મજૂરોએ હડતાળ પાડી. ત્યાર બાદ તરતજ કલુગા શહેરની સોવિયેટની ચુંટણી આવી અને તેમાની બેઠકોનો મોટો ભાગ બોલશેવિકોએ કબજે કર્યો. મ્યુનિસિપલ કુમાએ સરકાર પાસે કોઝેક સેના મોકલવાની અરજ કરી. કોઝેક સેનાએ આવી સોવિયેટની ઑફિસને

ઘેરો ઘાલી ગોળીઓ ચલાવી. જ્યારે એક પછી એક બોલશેવિક સભાસદ ઑફિસમાથી બહાર નીકળવા લાગ્યા, ત્યારે તેમના પર હલ્લો કરતા કૌઝેક સૈનિકો બોલવા લાગ્યા કે "અમે રશિયાની બધી બોલશેવિક સોવિયેટ સભાઓને કબજે કરીશુ. પેટ્રોગ્રેડ અને મોસ્કોની સોવિયેટ સભા પણ તેમાથી બાદ જશે નહિ."

રશિયામા ભયંકર ઉશ્કેરણી ફેલાવા લાગી.

પેટ્રોગ્રેડમા તે વખતે ઉત્તર રશિયાની સોવિયેટ સભાઓની કોંગ્રેસ ચાલતી હતી. કોંગ્રેસ એ સિદ્ધાત પર આવી હતી કે અખિલ રશિયાની કોંગ્રેસના હાથમા બધી સત્તા આણવી જોઈએ. જેલોમા પુરાએલા બંદીવાન બોલશેવિકોમા આ સમાચાર સાભળી આનંદ-લહરી ફેલાઈ ગઈ, દેશની મુક્તિના દિવસો પાસે આવ્યા હતા.

બરાબર આ જ સમયે અખિલ રશિયાના કારખાનાં અને દુકાનોની સમિતિઓની કોંગ્રેસની પહેલી બેઠકમાં ઠરાવ પસાર થયો કે સોવિયેટના હાથમા કુલ સત્તા હોવી જોઈએ. કોંગ્રેસે મત પ્રદર્શિત કર્યો કે ઝારના હાથમાથી છુટકારો થયા પછી મજૂરોનાં ટોળાં કાર-ખાના અને જમીનની બાબતમાં પ્રજાતંત્રનો જયજયકાર બોલાવવા ઇચ્છે છે. માટે એ ક્ષેત્રને વિષે મજૂરોની સત્તા સર્વોપરી મનાવી જોઈએ.

નવેમ્બરની ૪ થી તારીખ ને રવિવાર આવ્યો. એ દિવસે પેટ્રોગ્રેડમા "સોવિયેટ દિન" ઉજવવાનું નક્કી થયું હતું. શહેરમાં સ્થળે સ્થળે સભાઓ ભરી સંઘ માટે પૈસા એકઠા કરવાની વ્યવસ્થા કરવામાં આવી હતી. આમ કરવાનો મૂળ હેતુ સોવિયેટ સંઘની શક્તિ બતાવી આપવાનો હતો. અકસ્માત સાભળવામા આવ્યું કે એ દિવસે કોઝેકો પણ એક ધાર્મિક સરઘસ ચઢાવવાના છેઃ વાતા-વરણ ગરમ બની ગયુ; એક ચિનકારી પ્રચંડ હુતાશન પ્રગટાવે એવી સામગ્રી એકત્ર થતી હતી.

પેટ્રોગ્રેડ સોવિયેટ તરફથી જાહેરનામુ બહાર પડયુ.–

"કાઝેક ભાઈઓ ! મજૂરો અને સૈનિકો વિરુદ્ધ તમને ઉશ્કેરવામા આવ્યા છે. મોટા અમલદારો, ધનવાનો, મહાજનો અને જમીનદારો–બધા આપણા બને પક્ષોના સમાન શત્રુ છે તેઓજ આ ગૃહાવવાદ ઉભો કરવા ઇચ્છે છે ભાઇ ઓ, અમે કોઈની ધાર્મિક બાબતમા હાથ ઘાલવા માગતા નથી પરતુ તમે શત્રુની જાળમા સપડાઈ ભાઈભાઈનું સત્યાનાશ વાળવા તૈયાર થતા નહિ."

એકાએક કોઝેકોએ ચઢાવવા ધારેલું સરઘસ બધ રાખવામા આવ્યુ છાવણીઓ અને મજૂર ગલીઓમા પ્રચાર થવા લાગ્યો કે "સોવિયેટના હાથમા બધી સત્તા હોવી જ જોઈએ ' આ તરફ રાજતત્રી વર્ત્તમાનપત્રો કઠોર દમનનીતિ ચલાવવા માટે ઉશ્કેરણી ફેલાવવા લાગ્યા; બીજી તરફથી લેલિનની ગર્જના સભળાઈ, "બળવો, બસ બળવો હવે અમે રાહ જોઈ શકીએ તેમ નથી"

મૂડીવાદી વર્ત્તમાનપત્રો બોલશેવિકોને ગાળો આપવા લાગ્યા. નરમપથી સામ્યવાદીઓની તો વાત જ ન કરવી આ તરફ સરકાર નિર્બળ થતી ચાલી મ્યુનિસિપાલિટિઓની દુર્દશાનો પાર રહ્યો નહિ દરરોજ ચોરી લૂટફાટ વધવા લાગી હથિયારબધ મજૂરોના ટોળા ફરી ફરીને હથિયારો એકત્ર કરવા લાગ્યા મત્રીસભામા કેરેન્સકીઓ ભાષણ કરતા જણાવ્યુ કે "હું જાણુ છુ કે બોલશેવિકો બળવાની તૈયારી કરે છે પરતુ અમારામા એમને દબાવી દેવાની તાકાત છે છતા વર્ત્તમાનપત્રો સ્વતત્ર હોવાથી તેમના ખોટા સમાચારો ફેલાતા અટકાવવાની શક્તિ સરકારમા નથી

"મારુ પતન અવશ્ય થવાનું જ છે મને તે બાબતની જરાય ચટપટી થતી નથી તો પણ હું ખાત્રીપૂર્વક કહુ છુ કે બોલશેવિકો શહેરમા ભયકર ઉશ્કેરણી ફેલાવી રહ્યા છે"

સોવિયેટ કોંગ્રેસ આડા હવે ત્રણ દિવસ રહ્યા હતા આ દરમિયાન પેટ્રોગ્રેડમા નવસો પ્રતિનિધિઓ આવી પહોચ્યા હતા તેમાના

લગભગ બધા બોલશેવિક હતા. ચારસો પ્રતિનિધિઓ થાય કે તરત સભાનું કામ શરુ થાય તેમ હતું.

સભાના મથક સ્મલનીના રાજમહેલમાં પ્રવેશ કરવાની કોઈની તાકાત નહોતી. થોકબંધ પહેરેગીરો દરવાજા સાચવતા ઉભા હતા. ટ્રોટસ્કી અને તેની પત્ની જેવાંને માટે પણ અંદર પ્રવેશ કરવાનું કામ મુશ્કેલ બન્યું હતું. દ્વારપાળે તેમની પાસે પ્રવેશપત્ર માગ્યો. ટ્રોટસ્કીએ કહ્યું, " તમે તો મને ઓળખો છો ? મારૂં નામ ટ્રોટસ્કી છે."

જવાબ મળ્યો કે " પરંતુ આપની પાસે પ્રવેશપત્ર નથી. આપ અંદર જઈ શકશો નહિ. અમારે નામની સાથે કંઈ સંબંધ નથી. હું પ્રવેશપત્ર જોવા માગું છું. "

ટ્રોટસ્કીએ કહ્યુ," "પરંતુ હું તો પેટ્રોગ્રેડ સોવિયેટનો પ્રમુખ છું. "

તો પણ દ્વારપાળે જવાબ આપ્યો કે, " આપ જો એવા મોટા માણસ હો તો પછી આપની પાસે એક ટુકડો કાગળ તો (પ્રવેશપત્ર) હશે જ. "

ટ્રોટસ્કીએ ધીરજ રાખી કહ્યું, " વારુ, ત્યારે તમારા સેનાપતિને જરા બોલાવશો ! "

ગરીબ બિચારો સૈનિક દરેક બાબતમાં સેનાપતિને કંટાળો આપવા તૈયાર નહોતો. તેણે પાસે ઉભેલા એક સૈનિકને બોલાવ્યો. ટ્રોટસ્કીએ તેને બધી વિગત સમજાવી કહ્યું, "મારું નામ ટ્રોટસ્કી છે."

" ટ્રોટસ્કી ! " સૈનિકે માથું ખંજવાળતાં કહ્યું, " એ નામ સાંભળ્યું છે ખરું ! વારું કોમરેડ (ભાઈ), તમે અંદર આવી શકો છો. "

મૂડીવાદીઓ બધી સત્તા હાથમા લઈ બેઠા છે જેઓએ બળવો કર્યો હતો તેઓની આશા સફળ થઈ નથી મધ્યમ વર્ગ ગમે તેટલા કાવતરા કરે પરતુ સૈન્ય સામાન્ય પ્રજાની તરફેણમા છે સોવિયેટ સભાઓ એજ પ્રજાની ખરી પ્રતિનિધિ સભા છે જે સૈનિકો ખાઈઓમા રહી લડયા છે, જે મજૂરોએ કારખાનામા પોતાના શરીર નીચોવ્યા છે, અને જે ખેડુતોએ ધાન્ય પકવવા પરસેવો ઉતાર્યો છે તેઓએ જ ઝારને તોડી પાડયો હતો ત્યારે અત્યારે એવા કાવતરા ચાલે છે કે એ લોકોને દબાવી મધ્યમ વર્ગ મોજ મારી શકે પરતુ એનુ પરિણામ કેવળ સરકારની નિર્બળતામાજ પરિણમે છે સોવિયેટ કાર્યપદ્ધતિ નક્કી થઈ ચૂકી છે માર્ચમા જે ઉથલપાથલ થઈ હતી તેનો પાયો પાકો કરવો જ જોઈએ બોનશેવિકો લડાઈના મેદાનોમા શાતિ પ્રાપ્ત કરવા ઇચ્છે છે પ્રજાતત્ર મૂલક શાતિ સ્થાપવી એજ તેઓનો હેતુ છે રશિયામા ખરૂ પ્રજાતત્ર સ્થપાય ત્યારેજ તેઓનો એ હેતુ સફળ થાય તેમ છે કારણ કે તેમ બને તો જ રશિયન સરકાર બીજા દેશની પ્રજાને પોતાનો ઈરાદો સ્પષ્ટ રૂપમા સમજાવી શકે

ટ્રોટસ્કીએ સ્પષ્ટ રીતે જણાવ્યુ કે " ચાલુ મહાયુદ્ધ પછી હુ જોવા ઇચ્છુ છુ કે પ્રજા, ખેડુતો અને મજૂરો યુરોપને નવો અવતાર આપે એ નવીન અવતારમા કેન સત્તા રાજપુરુષોના હાથમા નહિ હોય પણ મજૂરોના હાથમા હશે આખા યુરોપને એક સયુક્ત રાજ્યના તાબા નીચે લાવવુ જોઈએ જાતીયતાની દિવાલ તોડી નાખવી જોઈએ, કારણ કે જુદીજુદી જાતિઓ ચાલુ રહેશે તો સામ્રાજ્યવાદ વળી પોતાનુ રૂપ પ્રગટાવશે આખુ યુરોપ એક સયુક્ત રાજ્યરૂપી પ્રજાતત્રના તાબા નીચે નહિ આવે ત્યા સુધી જગતમા શાતિ થવાની નથી આખા યુરોપના મજૂરો ને ખેડુતો એકત્ર નહિ થાય ત્યા સુધી આ સ્વપ્નો સફળ થવાના નથી

લોકો ધારતા હતા કે કોઈપણ ક્ષણે બોલશેવિકો બહાર ધસી આવી શત્રુઓ પર ગોળીબાર કરશે. પરંતુ દૈવયોગે બળવો એથી પણ વધારે સહેલાઈથી ઉત્પન્ન થયો. કેરેન્સ્કીની સરકારે હુકમ કર્યો કે પેટ્રોગ્રેડની લશ્કરી ટુકડીઓને લડાઈના મેદાન પર જવાનું છે.

આ પેટ્રોગ્રેડની લશ્કરી ટુકડીઓમાં ૬૦ હજાર સૈનિકો હતા. તેઓમાંના લગભગ બધા બોલશેવિક હતા. તેઓને લીધેજ સરકાર પેટ્રોગ્રેડ છોડી જઈશકતી નહોતી. તેઓજ માર્ચના બળવાના પ્રધાન નાયક હતા. આ હુકમથી સ્પષ્ટ સમજાઈ ગયું કે સરકાર તેઓને દૂર કાઢવા માગે છે. ખરેખર, સરકારની ઇચ્છા તેઓને ખસેડી તેની જગાએ કોઈક સેનાની ભરતી કરવાની હતી. પરંતુ આ હુકમ બહાર પડતાંજ પેટ્રોગ્રેડના લશ્કરમાં ઉશ્કેરણી ફેલાઈ ગઈ. શત્રુઓ કહેવા લાગ્યા કે તેઓ શહેરની શાંતિ છોડી લડાઈના મેદાન પર જવા નાખુશ છે. શિયાળાની લડાઈ ભયંકર હોય છે. પરંતુ તેઓ આવી વાતોથી ડગ્યા નહિ. સરકારનો મૂળ હેતુ પેટ્રોગ્રેડનું લશ્કર બરાબર સમજી ગયું. લડાઈના મેદાન પરથી લશ્કરના જે પ્રતિનિધિઓ કોંગ્રેસમાં ભાગ લેવા આવ્યા હતા તેઓએ કહ્યું કે, "ભાઈઓ. લડાઈના મેદાન પર નવાં લશ્કરોની જરુર છે એ વાત ખરી, પરંતુ પેટ્રોગ્રેડમાં બળવો સજીવ રહે તેની પણ તમારે વ્યવસ્થા કરવાની છે. તમે ઘર સંભાળો, અમે લડાઈનું મેદાન સાચવીશું."

પેટ્રોગ્રેડ સોવિયેટની કેંદ્રીય કમિટિએ આ બાબતમાં નિશ્ચિત સિદ્ધાંત કરવા માટે તા. ૨૫ મી અકટોબરે એક ખાસ લશ્કરી કમિટિ નીમી.

૩૦ મી તારીખે પેટ્રોગ્રેડની બધી લશ્કરી ટુકડીઓના પ્રતિનિધિઓએ ઠરાવ કર્યો કે અમે કેરેન્સ્કીની સરકારનું માનીશું નહિ. હવેથી અમે લશ્કરી બળના કમિટિના હુકમ મુજબ જ ચાલીશું.

કમિટિએ સેના વિભાગના ઉંચા દરજ્જાના અમલદારોને હુકમ કર્યો કે હવેથી તમારે કમિટિના હુકમ મુજબ ચાલવાનું છે.

૬ ઠ્ઠી નવેમ્બરે બોલશેવિક આગેવાનોની સભામાં લેનિને વળી ગર્જના કરી કે "આપણે ૮ મી નવેમ્બર સુધી રાહ જોઈ શકતા નથી. ૭ મી નવેમ્બરે કૉંગ્રેસની બેઠક મળશે અને તેજ દિવસે આપણે બળવો જાહેર કરીશું."

આ તરફ સરકાર પક્ષ તરફથી પણ બચાવ માટે તૈયારીઓ થવા લાગી. જુદા જુદા પ્રદેશોમાંથી વિશ્વાસુ લશ્કરી ટુકડીઓ રાજધાનીમાં બોલાવવા માટેના હુકમો છૂટયા.

આખું શહેર ધમધમી ઉઠયું. જ્યાં ત્યાં સૈનિકો એકત્ર થઈ ચર્ચા કરવા લાગ્યા. કોઈ કોઈ જગાએ તો રીતસર સભાઓ ભરાવા લાગી.

સ્મલનીમાં લશ્કરી બળવા કમિટિની સભાની બેઠકો ઉપર બેઠકો ભરાવા લાગી. શત્રુઓએ ટેલિફોનના તાર કાપી નાખ્યા છે. પરંતુ લશ્કરી ટેલિફોનોગ્રાફની મદદથી કારખાનાં ને છાવણીઓ સાથે વાતચીત કરવામા આવે છે.

પેટ્રોગ્રેડમા સોવિયેટની બેઠક રાતદહાડો ચાલે છે. ટ્રોટસ્કીની જ્વલંત વક્તૃતા, ચોમેર જ્વલંત ઉત્સાહ ફેલાવી રહે છે. ટ્રોટસ્કી કહે છે કે "સોવિયેટના હાથમાં બધી સત્તા આવી છે. જો સરકાર હલ્લો કરશે તો આપણે તમાચાનો બદલો તમાચાથી લઇશું."

બરાબર આજ વખતે મેરિન્સ્કી રાજમહેલની મંત્રણા સભામાં કેરેન્સ્કી ઉન્મત્તની માફક ભાષણ કર્યે જતો હતો. કેરેન્સ્કી કહેતો હતો કે "બોલશેવિકો સ્વતંત્ર રશિયાનું સત્યાનાશ વાળે છે. વ્યવસ્થા નહિ રહે તો જર્મનિ રશિયા જીતી લેશે. બોલશેવિકો જર્મનિને પેસવાના માર્ગ મોકળા મૂકે છે."

એજ વખતે કોઈએ કેરેન્સ્કીના હાથમાં એક કાગળનો ટુકડો મૂકયો. કેરેન્સ્કી બોલ્યો કે "મને હમણાંજ તેઓનું જાહેરનામું મળ્યું છે, તેઓ એ જાહેરનામું લશ્કરમાં વહેંચે છે. લશ્કરી બળવા કમિટિએ હુકમ આપ્યો છે કે 'સૈનિકોએ તેઓના હુકમોની રાહ જોવી.'

સરકાર આ અવ્યવસ્થા દાબી દેવા તત્પર થઈ છે." પરંતુ કેરેન્સકીના ભાષણ પછી ઉગ્રપંથી પક્ષના વક્તાઓએ સરકારને સારી પેઠે ખંખેરી નાખી અને સભામાં ચાલુ નેતાઓ પ્રત્યે અવિશ્વાસની દરખાસ્ત પસાર થઈ.

શહેરમાં લશ્કરી બળવા સમિતિએ જાહેરનામું કાઢી જણાવ્યું કે "પ્રજાના શત્રુઓએ લડાઈ જાહેર કરી છે. પેટ્રોગ્રેડની સોવિયેટ સભાએ બળવાનો બચાવ કરવાનું માથે લીધું છે. બળવો ધાર્યું જીવો!" પેટ્રોગ્રેડમાં સોવિયેટ સભાની બેઠકો ઉપર બેઠકો મળે છે. સભાસદો સભાગૃહનાં મેજ પરજ ઊંઘી જાય છે. ટ્રોટસ્કી વગેરે નેતાઓમાંના કોઈ કોઈ તો બાર બાર કલાક સુધી ભાષણો કરે છે.

અખિલ રશિયાની સોવિયેટ–કેંદ્રીય સમિતિએ (આ સમિતિ નરમપક્ષના તાબામાં હતી) છેવટે સોવિયેટ કોંગ્રેસ બોલાવવાની અર્થાત્ પોતાનું મૃત્યુ પસંદ કરવાની ખુશી બતાવી. આ સભામાં ભારે તર્કવિતર્ક ચાલવા લાગ્યા.

ભાષણકર્ત્તા વાન જ્યારે સોવિયેટોના હાથમાં સત્તા આપવાની વિરુદ્ધ ભાષણ કરતો હતો ત્યારે સભામાં હો હા શરૂ થઈ. ભારે હર્ષનાદો વચ્ચે ટ્રોટસ્કી ભાષણ કરવા ઉભો થયો. તેણે કહ્યું કે "બળવા પહેલાં અમે ખેડુતોને કહ્યું હતું કે "અમે જો તમને જમીન ન આપીએ તો તમે પોતે જ જમીન મેળવી લેજો." ખેડુતોએ અમારા ઉપદેશ મુજબ કામ કરવું શરૂ કરી દીધું છે. વાન કહે છે કે આપણામાં બળવો ઉઠાવવા જેટલી શક્તિ નથી. હું કહું છું કે બધા બળવાખોરોમાં બળવો ઉઠાવવાની અગાધ શક્તિ હોય છે. પતિત, જુલમથી દબાએલી પ્રજાને બળવો ઉઠાવવાનો સ્વયં સિદ્ધ હક્ક છે."

આવી ગરબડમાં એક સભાસદે દરખાસ્ત મૂકી કે મજૂરો અને સૈનિકોએ શાંત રહેવું. આ પરથી બોલશેવિક વલડારસકિ કૂદકો મારી

ઉઠયો અને બોલ્યો, "આ સભા વાસ્તવિક રીતે મૃત છે. એનામા કોઈમનું કામ ચલાવવા જેટલી તાકાત નથી. બોલશેવિકો આ દરખાસ્ત પર મત આપશે નહિ."

બોલશેવિકો સભાગૃહ છોડી ગયા એટલે મજકુર દરખાસ્ત પસાર થઈ.

મવારના પહોરમાં જણાયું કે એક બોલશેવિક ટુકડીએ ટેલિફોન આફિસ કબજે કરવા કુચ કરી છે. બીજી એક ટુકડી ટેલિગ્રાફ ઓફિસ અને ત્રીજી બે ક કબજે કરવા રવાના થઈ ચૂકી છે. લાલ પલટણની ટુકડીઓ પણ આ દરમ્યિાન રસ્તામા બહાર પડી છે. સરકારી સૈનિકો એક તરફથી નીવા નદીનો પુલ તોડી પાડવાનો પ્રયત્ન કરી રહ્યા છે કે જેથી કારખાનાના મજૂરોના ટોળાઓ શહેરમા પ્રવેશ કરી શકે નહિ. તે તરફથી બંદુકોના અવાજ આવે છે.

રમવનીના રાજમહેલ પર રોશની ઝળઝળી રહી છે. તોપો ધમધમી રહ્યા છે.

## સોવિયેટ બળવો

પેટ્રોગ્રેડની સોવિયેટે બળવો જાહેર કર્યો છે. ૭ મી નવેમ્બરને બુધવારે માલમ પડયું કે સરકારી બેંક સામે સૈન્યની એક ટુકડી ઉઘાડી સંગીને ઉભી છે.

વટેમાર્ગુના ટોળામાંથી એક માણસે પૂછ્યું "તમે શું સરકારી લશ્કરના સૈનિકો છો, ?"

જવાબ મળ્યો, "સરકાર છે કયાં ! મજૂર ખેડુતોની જય થાઓ !"

રસ્તામાં લોકોની હેરફેરનો અંત નથી. દુકાનો ખુલ્લી છે. જગત જાણે જેમ ચાલતું હતું તેમ આજે પણ ચાલે છે. પરંતુ રસ્તેરસ્તે હજારો ચોપાનીયા વહેંચવામાં આવે છે. પેટ્રોગ્રેડની મ્યુ-સિપલ કુમા ખેડુત, મજૂરો ને સૈનિકોને નિવેદન કરતાં લખે છે કે ગયે ૬ ઠી નવેમ્બરે શહેરનું રક્ષણ કરવા માટે એક બચાવસમિતિ નીમવામાં આવી છે. ટુંકામાં ડુમાએ બોલશેવિકો વિરૂદ્ધ લડાઈ જાહેર કરી છે.

આ તરફ વર્ત્તમાનપત્રોમાં લેનિનના સાથી જિનોવિયેફનો નિબંધ પ્રગટ થયો. જિનોવિયેફ તે વખતે અજ્ઞાતવાસ કરતો હતો.

તેણે લખ્યું હતું કે ખેડુતો અને મજૂરોજ ખરેખરા બળવાના અને પ્રજાતંત્રના સાધકો છે. આજે તેમની સમક્ષ બે માર્ગો ખુલ્લા છે. કાં તો મધ્યમ અને અમીરવર્ગોના હાથમાં સત્તા આપી દઈ તેઓએ ઉપવાસ, રોગ, શોક અને મૃત્યુને સ્વીકારી લેવા, અગર તો બધી સત્તા બંડખોર મજૂર, સૈન્ય અને ખેડુતોએ હાથમાં લેવી. જો બીજો માર્ગ ગ્રહણ કરવામા આવશે તો મહાન લડાઇનો અંત આવશે, પ્રજાના હાથમાં જમીન આવશે, કારખાનાઓમાં મજૂરોની આબરૂ વધશે, ભૂખ્યાને રોટલી મળશે અને મોટા માણસોના બ્યાવ ખાતર સૈનિકોને મરવું પડશે નહિ.

વર્તમાનપત્રો પરથી માલમ પડયું કે બોલશેવિકોએ ટેલિફોન ઓફિસ પણ કબજે કરી છે; ટેલિગ્રાફ ઓફિસ કબજામાં લીધી છે; કોંગ્રેસ શું કરવું તેનો નિશ્ચય કરી શકતા નથી; કેટલાક મંત્રીઓને ગિરફતાર કરવામા આવ્યા છે. ઠેકઠેકાણે ખંડયુદ્ધ થઈ ગયાં છે.

એ દરમિયાન સાભળવામાં આવ્યું કે સભાપતિ કેરેન્સ્કી લડાઈના મેદાન તરફ રવાના થયો છે. જતી વખતે તેની મોટર ગાડી માટે પેટ્રોલ નહોતું. એક અંગ્રેજ હોસ્પીટાલમાંથી એ ઉધાર લેવામાં આવ્યું છે. સરકારી મહેલ એકાદ છાવણીના આકારમાં ફેરવાઈ ગયો છે. કોઈ સ્થળે સૈનિકો ટોળું વળી ઉભા છે, કોઈ વળી ઉભા ઉભા રોટલી ચાવે છે અગર સિગારેટ ફૂંકે છે. મહેલની બહાર સોવિયેટ સૈન્ય એકત્ર થાય છે. ત્યાં ચર્ચા થઈ રહી છે કે મહેલ પર ગોળીઓ ચલાવી શકીશું નહિ; કારણ કે ત્યા વૈરી સૈનિકો પણ છે. લોકો કહેશે કે "જુઓ જુઓ, આ લોકોએ રશિયાની છોકરીઓ પર પણ ગોળીઓ ચલાવી છે"

વળી એક બોલશેવિક બખતરિયા ગાડી લશ્કર લઈ આવી પહોચી. એક જણે ગાડીમાથી માથું બહાર કાઢી કહ્યું. "ચાલો, ચાલો આપણે મહેલમાં પેસી હલ્લો કરીએ." બહારથી એક જણે

ખૂસ પાડી કહ્યું," ના રે ના, કમિટિએ શોભવાનું કહ્યું છે.' કારણ કે મહેલની પાછળ લશ્કર તૈયાર છે."

દૂર ટ્રામ ચાલ્યા કરે છે. દુકાનોમાં પ્રકાશ દેખાય છે. લોકો રસ્તા પર ચાલ્યાં જાય છે. કેમ જાણે કંઈજ બનતું ન હોય!

અહીંતહીં લોકો ટોળે મળી નાના પ્રકારની ચર્ચા કરે છે. કોઇ સ્થળે વળી એકાદ બે ડઝન સૈનિકો બંદુકો ઉંચી રાખી ઉભા છે. સમાચારપત્ર વેચાવા આવે કે તરત લોકો ગમે તે દરે ખરીદવા તૈયાર ઉભા છે, એક સ્થળે લગભગ એક હજાર લોકો એકત્ર થઈ ઉભા છે. ઉપરથી એકાદ ઈંટાળો ફેંકાય છે. કોઈ માણસ દોડયો જતો જણાય છે, તરતજ એક ઊંચો ખેડુત બરાડો પાડી કહે છે, "જુઓ જુઓ કોઇ જાસુસ જણાય છે. આપણા પર ગોળીબાર ચલાવી ગરબડ મચાવવા માગે છે."

વિશાળ સ્મલની મહેલમાં ઝગઝગાટ કરતા દીવા સળગે છે. કેટલીય મોટરગાડી અને સાઈકલો સુસવાટા કરતી આવી મહેલના દરવાજામાં પેસે છે અને બહાર જાય છે. લાલ પલટણનાં ટોળેટોળાં અગ્નિના ભડકા કરી ચોમેર તાપવા બેઠાં છે. ચોમેર ભીષણતાનું વાતાવરણ પ્રસરી રહ્યું છે છતાં કોઈના દિલમાં ડરનો છાંટોય જણાતો નથી. મોટી સીડી પરથી મેલા પોશાકવાળા મજૂરોનાં ટોળાં ચઢે છે ને ઉતરે છે. દરેકની પીઠ પર બંદૂક ઝૂલે છે અને છાતી પર જનોઈની જેમ ટોટાની માળા શોભી રહી છે.

પેટ્રોગ્રેડમાં સોવિયેટની બેઠક પૂરી થઈ છે. નેતા જેવા જણાતા કોઈ એક બહાર આવી સભામાં પસાર થએલ ઠરાવો વાંચવા માંડયા. ઠરાવ થયો હતો કે "પેટ્રોગ્રેડ સોવિયેટના મજૂર અને ખેડુતોના પ્રતિનિધિઓ, પેટ્રોગ્રેડની પ્રજા અને સૈનિકોના બળવાને વધાવી લે છે; પ્રજાએ આ બળવામાં જે એકતા, સંઘ શક્તિ અને નિયમપાલનની ઈચ્છા દર્શાવી આપી છે એ પણ

પ્રશંસનીય છે; આટલું ઓછું લોહી રેડી બીજે કોઈ પણ બળવો આટલો સફળ થયો નથી. આ સભા વધુ એવી પણ આશા રાખે છે કે બળવાને પરિણામે રશિયામાં મજૂર અને ખેડુતોની સરકાર સ્થપાશે અને રશિયામા ખરી સમાનતા દાખલ થઈ દેશનું દુઃખ, દારિદ્રય દૂર થશે. પ્રજા લડાઈના મેદાન પર કારણ વિના મરણ શરણ થશે નહિ. આજથી જમીનદારી પદ્ધતિ બંધ પડી છે, ખેડુતો જમીનના માલીક ગણાશે. કારખાનામાં મજૂરોની સત્તા રહેશે અને બેંકો સરકારના તાબામાં ગણાશે. પેટ્રોગ્રેડ સોવિયેટ ને ખાત્રી છે કે રશિયાના બધા ખેડુતો અને મજૂરો આ કાર્યનું સમર્થન કરશે અને યુરોપના બીજા દેશોના ખેડુત તથા મજુરો પણ આ બાબતમાં મદદ કરવામા પાછી પાની કરશે નહિ."

ટ્રગવ વંચાઈ રહ્યો. જનતામાથી એક માણુસે પ્રશ્ન પૂછ્યો, "ત્યારે શું આપણે જીત્યા ?"

આગેવાન માથું નીચું કરી બોલ્યો, "કોમરેડ, હજુ જીત બાકી છે. હજુ ઘણુ કરવાનુ બાકી રહ્યુ છે. આ તો હજુ શરુઆત થઈ છે."

સભાગૃહ હજુ ધમધમી રહ્યું છે. સીડી પરથી ઉતરતાં ઉતરતાં ટ્રેડયુનિયનના સહકારી સભાપતિ રિયાઝેનોવ બોલે છે," અહોહો ! આ લોકો વળી સરકાર ચલાવશે ! યુરોપના મજુરોનું રૂંવાડું પણ ફરકશે નહિ. આ બધા પાગલના પ્રલાપ છે !"

તરતજ અખિલ રશિયાના બળવાખોર લશ્કરી પક્ષ તરફથી ટ્રોટસ્કી બોલી ઉઠે છે, "મૂડીવાદી સરકાર લોકોને ઠગતી હતી. આપણે ખેડુતો, મજૂરો અને સૈનિકોના ટોળાઓએ એક નવીન કામ કર્યુ છે. આજથી મજૂર, ખેડુત અને સૈનિકોની મગવડો જોવી એ આપણો મુખ્ય હેતુ છે." જયજયકારના ધ્વનિ વચ્ચે તે ભવિષ્ય વાણી ભાખે છે કે "કોમરેડ, જગદવ્યાપી સામ્યતંત્ર સ્થાપવાનુ છે અને તેની આજે શરુઆત થઈ ચુકી."

ટ્રોટસ્કી સમાચાર આપે છે કે લડાઈના મેદાન પર આ વિજયસમાચાર મોકલવામા આવ્યા છે. પરંતુ સાભળવામા આવ્યુ છે કે આપણી વિરુદ્ધ પેટ્રોગ્રેડ કબજે કરવા માટે લશ્કર આવે છે, તેની સમક્ષ ખરી હકીકત રજૂ કરવા માટે માણસો મોકલવાની જરૂર છે.

સભામા કોઈ બૂમ પાડી પૂછે છે, "અખિલ રશિયાની સોવિયેટ કોંગ્રેસની ઈચ્છા આપે પ્રથમથીજ જાણી લીધી છે કે નહિ?"

ટ્રોટસ્કી શાંતિથી જવાબ આપે છે, "હા, પેટ્રોગ્રેડના મજૂર અને સૈનિકોના બળવા દ્વારા એ ઈચ્છા પ્રગટ થઈ છે." સભા નિસ્તબ્ધ, નિરપદ બેસી રહે છે.

વળી ચર્ચા શરુ થઈ. હારબંધ આસનો પર મજૂરો અને ખેડુતોના પ્રતિનિધિઓ બેઠા છે. કોઈ વળી જાળીઆ પાસે ઝુકી રહ્યા છે. સખ્યાબંધ પ્રતિનિધિઓ ચિરૂટ ફુકી રહ્યા છે. ધૂમાડાથી ઓરડો ભરાઈ ગયો છે. આગેવાનોમાના કોઈ કોઈ વચ્ચે વચ્ચે કહે છે, "કોમરેડો, ધૂમપાન કરશો નહિ" તરતજ ધૂમપાન કરનારાઓ પણ બરાડા પાડી કહે છે, "ઓ ભાઈઓ, કોઈ ચિરૂટ પીશો નહિ." વળી ચિરૂટ ફૂકાવા મંડે છે. ઘણાખરા ત્રણ ત્રણ રાતના જાગરણને લીધે ઝોકા ખાતા બેઠા છે, છતા સભાગૃહમાં ઉત્સાહનો અભાવ જણાતો નથી.

રાતના અગિઆર વાગવા આવ્યા છે. નરમપંથી પક્ષના કેટલાક નેતાઓ હજુ મધ્ય ભાગમા બેઠા છે લશ્કરી સમિતિના સભાસદો સભાનું કામ ચલાવે છે. બળવાની સામગ્રી તો તેઓના હાથમા જ હતી.

નરમપથી પક્ષનો એક સભાસદ વાન ઉભો થઈ બોલ્યો,

" હવે અખિલ રશિયાના મજૂર અને સૈનિકોની કોંગ્રેસનું બીજુ વાર્ષિક અધિવેશન શરૂ થાય છે."

સભાની કાર્યવાહક સમિતિ નીમવાનું કામ શરુ થયું. ૧૪ બોલશેવિક, ૭ સમાજવાદી, ૩ મેનશેવિક અને આંતર્રાષ્ટ્રીય પક્ષ (ગોર્કિનો પક્ષ)ના સભાસદોની કાર્યવાહક સમિતિ નીમાઈ. કેટલાક મેનશેવિક સભ્યોએ ભારે વિરોધ કર્યો ત્યારે એક દાઢીવાળો બોલશેવિક સૈનિક બોલી ઉઠ્યો, "અમે જ્યારે લઘુમતીમા હતા ત્યારે તમે લોકોએ શું કર્યું હતું તે યાદ કરી વાત કરજો."

મેનશેવિક અને સમાજવાદીપક્ષ કહેવા લાગ્યો કે અમે સમિતિમા રહીશુ નહિ. સભામાથી કોઈ કોઈ ગર્જના કરી કહેવા લાગ્યા, "વિશ્વાસઘાતીના ટોળાઓ, તમે વળી સમાનતાની તરફેણ કરનારા ગણાઓ છો?"

હવે જૂના કાર્યવાહકો પ્લેટફોર્મ પરથી નીચે ઉતરી આવ્યા અને નવા કાર્યવાહકો તેમના આસન લેવા ઉપર ચઢયા. ટ્રોટસ્કી, કામેનિયેવ, મેડમ કલોન્તાઈ, નોગિન, એક પછી એક આગેવાનો પ્લેટફોર્મ પર ચઢવા લાગ્યા. જનતા જયધ્વનિ કરવા લાગી. મૂઠીભર બોલશેવિક પક્ષ થોડા માસ પહેલા કેવું અપમાન સહન કરતો હતો, અને આજે તેઓનું કેવું સન્માન થતું હતું! બળવાના પૂર પ્રવાહમા આજે રશિયા ધસડાતું જતું હતુ; આજે તેઓના સુકાની બોલશેવિકોજ હતા!

હવે સભાનું કામ શરુ કરવામા આવ્યું. કામેનિયેવે કહ્યુ કે પ્રથમ સત્તા વિષે નિયમો નક્કી કરવામા આવશે; પછી લડાઈ અને શાંતિ સ્થાપવાના નિયમો વિષે ચર્ચા ચલાવવામા આવશે. ત્રીજું કામ વ્યવસ્થાપક સભાની ચર્ચાનુ ચાલશે.

લોઝોવસ્કિએ ઉભા થઈ કહ્યુ, "પ્રથમ પેટ્રોગ્રેડ સોવિયેટના વિવરણ સબંધમા ચર્ચા ચાલવા દો.

પરતુ અકસ્માત સભામા એક નવીન શબ્દ સાભળવામા આવ્યો. ગડગડ ગુડુમ, ગડગડ ગુડુમ કરતા તોપના અવાજ સાભળવામા આવ્યા. જાળિઆમાથી આવતા ધૂમાડા તરફ બધા જોવા લાગ્યા. છે શુ તે જોવા માટે બધા ઉતાવળા થવા લાગ્યા ઉશ્કેરણીથી સભાગૃહ ચચળ બની ગયુ.

મેનશેવિક આતર્જાતીય પક્ષનો એક નેતા મારટોવ બોલ્યો કે, "કોમરેડો, હું બે શબ્દો કહેવા માગુ છુ. પ્રથમ શાત ચિત્તે આ પ્રશ્નનુ સમાધાન કરવુ જોઇએ આપણો આતર વિદ્રોહ બધ પાડવો એ અતિ અગત્યનુ કાર્ય છે સભામા ચર્ચા ચલાવવાનો પહેલો વિષય સત્તા બાબતનો છે. એ પ્રશ્નની મીમાસા રસ્તામા કરી લેવાની શરુઆત થઈ ચૂકી છે. આપણે બધા પક્ષોએ એકત્ર મળી કામ કરવુ જોઇએ. એમ નહિ કરીએ તો બળવાના શત્રુઓને સગવડ મળશે ચાલો આપણે કેટલાક સભાસદોને બીજા પક્ષો સાથે વાતચીત ચલાવવા માટે મોકલીએ."

મૂળ મુદ્દો એ હતો કે વકતા બોલશેવિક તત્ર વિરુદ્ધ હતો.

આ તરફ ગડગડાટ વધવા લાગ્યો પ્રતિનિધિઓની બૂમાબૂમથી સભાનું કામકાજ લગભગ બધ પડી ગયુ. આ અધકારમા હથિયારોના ખડખડાટ, દ્વેષ, ભય અને બેપરવાભરી ખૂનામરકીના અવાજો વચ્ચે નૂતન રશિયાનો જન્મ થતો હતો.

સમાજવાદી અને બીજા પક્ષોએ મારટોવની દરખાસ્ત કબૂલ રાખી સભાએ બહુમતે દરખાસ્ત પસાર કરી એક સૈનિક બોલી ઉઠયો, "અખિલ રશિયાની ખેડુત સોવિયેટ આ કોગ્રેસમા પ્રતિનિધિઓ નહિ મોકલે. તેઓને આમત્રણ આપવુ જોઇએ અહીં તેમના કેટલાક પ્રતિનિધિઓ હાજર છે હું દરખાસ્ત મૂકુ છુ કે તેઓ આ કામમા મત આપી શકશે" દરખાસ્ત કબૂલ રાખવામા આવી

કસાનનો પોશાક પહેરેલા ખારાસે બરાડો પાડી ભાષણ શરુ કર્યું, "આ દેશમા જેટલા રાજદ્વારી જુગારીઓ છે તે બધા આ કોંગ્રેસમા એકત્ર થયા છે એક તરફથી, કહેવામા આવે છે કે રાષ્ટ્રની સત્તાના સબંધમા ચર્ચા ચલાવવામા આવશે, ત્યારે બીજી તરફથી આપણી જાણ બહાર જૂના સરકારી મહેલ પર હુમલો કરવામા આવ્યો છે જેઓએ પહેલ વહેલો બળવો ઉઠાવ્યો છે, તેઓને અત્યારે દળી નાખવાના પ્રયત્નો થઈ રહ્યા છે."

વિરોધી પક્ષ હો હા કરી ઉઠયો. એક સૈનિક અમલદારે કહ્યુ, "લડાઈના મેદાન પર લડતા સૈનિકો તરફથી હું જણાવુ છુ કે અમને કોંગ્રેસની કઈ જરૂર લાગતી નથી સોવિયેટ બળવો અત્યારે રાષ્ટ્રના સ્વાર્થવિરુદ્ધ છે." તેનુ ભાષણ પુરૂ થાય તે પહેલા તો સભામાના સૈનિકો ઉભા થઈ ગયા, "તુ કોણ છે? તને કોણે ચુટી મોકલ્યો છે?"

"પાચમી લશ્કરી ટુકડીની મધ્યસ્થ સમિતિએ મને મોકલ્યો છે."

"અરે તુ તો અમલદાર હોઈ તેનીજ વાતો કરે છે. સૈનિકોના સબંધમા કઇ પણ અભિપ્રાય આપવાનો તને અધિકાર નથી."

"લુચ્ચો, ભામટો, જરૂર બળવાના શત્રુપક્ષનો જાસુસ છે!" વગેરે નાના પ્રકારના અભિપ્રાયો સંભળાવા લાગ્યા

મેનશેવિક પક્ષ તરફથી એક જણ બોલ્યો "બોલશેવિકો પેટ્રોગ્રેડ સોવિયેટની મદદથી લશ્કરી કાવતરૂ કરે છે. અમે આ કોંગ્રેસમા રહેવા તૈયાર નથી"

"લુચ્ચાઓ, નાસેડુ! નાસી ગયા!"

એ દરમિયાન કોઈ બોલી ઉઠયુ, "કોમરેડો," સભાગૃહ શાત થઈ ગયુ. એક રોગી સૈનિક ઉભો થઈ બોલ્યો, "મારૂ નામ પિટર્સન છે. જે બે વક્તાઓએ અત્રે ભાષણ કર્યા તેઓ સૈનિકોના

પ્રતિનિધિ નથી." સભામા હર્ષદર્શક તાળીઓના ગડગડાટ થવા લાગ્યા.

"હું સૈનિકો તરફથી જણાવુ છુ કે તેઓએ ઘણી વાર કહ્યુ છે તેમ "હવે ઠરાવોની જરૂર નથી, ચર્ચાની જરૂર નથી. અમે અમારા હાથમા સત્તા પ્રાપ્ત કરવા ઇચ્છીએ છીએ." આ બધા વિશ્વાસઘાતીઓના ટોળા કોંગ્રેસ તજી જતા હોય તો ભલે તજી જતા. સૈનિકો તેઓના મતને માન્ય રાખતા નથી."

સભામા હોહા થઈ રહી. અત્યારસુધી ઘણાના મનમા ભાજગડ ચાલતી હતી. ચોમેર બંદુકોના અવાજો સભળાતા હતા. પેટ્રોગ્રેડ તરફ લશ્કર આવતુ હતુ એવી અફવાઓ સભળાતી હતી. ત્યારે શુ તેઓ કેવળ બળવો ઉઠાવવા જ માગે છે! શુ અમારા પક્ષમા કોઈ રહ્યુ નથી! સૈનિકો પણ શુ અમારા પક્ષમા નથી! એક રોગી છતા તેજસ્વી સૈનિકના શબ્દોએ નવીન વાતાવરણ સરજી દીધુ. ભાજગડ ચાલતી બધ પડી. વક્તા પછી વક્તા ઉઠી સૈનિકોની ઇચ્છા સ્પષ્ટતાપૂર્વક વ્યક્ત કરવા લાગ્યા. તેઓ બધા બોલશેવિક હતા.

હવે ટ્રોટસ્કી ઉઠ્યો. તેના મુખ પર ક્રૂરતા તરવરી રહી હતી. ટ્રોટસ્કીએ તિરસ્કાર દર્શાવતા કહ્યુ, "આ બધા કહેવાતા સમાજવાદી ટોળા બીકણ બાયલા બની સધિ કરવા માટે ઉતાવળા બની રહ્યા છે! તેઓ કોંગ્રેસ તજી જતા હોય તો જવા દો. ઇતિહાસમાં તેઓનું નામ ડૂબી જવા દો."

આ તરફ બાજુના ઓરડામા લશ્કરી બળવા સમિતિ ભયંકર ગતિથી પોતાનું કામ કરી રહી હતી. ચોમેર જાસુસો મોકલવામા આવ્યા હતા. ટેલિફોનના થોકબધ સદેશા આવતા હતા ને જતા હતા. શહેરની ગલીએ ગલીઓ જીવન મૃત્યુની સત્તા સાથે અમલદારો મોકલવામા આવતા હતા. વિરામ નથી, વિશ્રાતિ નથી !

એજ રાત્રે લશ્કરી વિપ્લવ સમિતિએ જાહેરનામું પ્રગટ કર્યું કે "કેરેન્સ્કીની સરકાર બધ પડી છે, હવેથી બધી સત્તા લશ્કરી સમિતિએ હાથમા લીધી છે. તેજ પેટ્રોગ્રેડની પ્રજા અને સૈનિકોના સહકારથી રાજસત્તા ચલાવશે."

"પ્રજા શા માટે લડાઈ ચલાવે છે ? તે પ્રજાતત્રને અનુસરતી શાંતિ ઈચ્છે છે, ખેડુતો જમીનના અને મજૂરો કારખાનાના આધકારો માગે છે. રશિયામા સોવિયેટ સત્તા સ્થાપ્યા વગર ચાલે તેમ નથી."

"મજૂર, સૈનિક અને ખેડુતોનો બળવો ઘણુ જીવો."

આ તરફ જૂની સરકારી ઓફિસ સામે પુષ્કળ લોકો એકત્ર થયા છે. શહેરની મ્યુનિસિપલ ડુમાના પ્રતિનિધિઓ વિશાળ જનતા સાથે હાજર રહ્યા છે. તેઓ ઓફિસમા પ્રવેશ કરવા માગે છે. પહેરો ભરતા સૈનિકોએ તેમને જણાવી દીધું કે "અંદર જવાનો હુકમ નથી."

ડુમાના એક પ્રતિનિધિએ કહ્યુ, "અરે, પણ અમારી પાસે પ્રવેશપત્ર છે."

નાવિક પહેરેગીરે કહ્યુ, "વારુ, હું હમણાજ સ્મલ્નની મહેલમા ટેલિફોન કરી પુછાવુ છુ."

"પરતુ અમે હથિયાર વિનાના છીએ, છતા અદર આવવા દેવાની ના પાડો છો ! અમે અદર જઈશુ જ. નહિ તો અમે આ છાતી ખુલી મૂકીએ છીએ. અમારા પર ગોળી ચલાવો."

ખલાસી પહેરેગીર બોલ્યો, "નહિ, હથિયાર વિનાના રશિયનો પર અમે ગોળી ચલાવીશું નહિ.'

"તો પછી અમે તો અંદર દાખલ થવાના જ છીએ. તમે શું કરવાના હતા!"

એક બીજો ખલાસી પહેરેગીર કંટાળી જઈ બોલ્યો, "દાખલ થાઓ તો ખરા! અમે ગોળીએથી વીંધી નાખીશું. જતા રહો, કંટાળો આપો નહિ."

તરત જ જનતામા શોરબકોર થઇ રહ્યો. એક જણ એક પેટી પર ચઢી ભાષણ આપવા લાગ્યો. ભાષણ આપતો આપતો છત્રી ફેરવવા લાગ્યો.

"કોમરેડો, આપણા ઉપર બળજબરી વાપરવામાં આવે છે. આવા બધા મૂર્ખ ગમારોને હાથે આપણું લોહી રેડાશે. ચાલો આપણે ડુમામાં પાછા ફરીએ અને ચર્ચા કરીએ કે આવા લોકોના હાથમાથી દેશને કઈ રીતે બચાવવો." તેઓ ચાલ્યા ગયા.

પરંતુ થોડી મિનિટ બાદ એક બીજુ ટોળું દોડતું આવી સરકારી રાજમહેલમાં (Winter Palace) પેઠું. એમાં મોટે ભાગે લાલ પલટણના માણસો હતા. થોડા પ્રમાણમાં સાધારણ સૈનિકો હતા. આ પ્રમાણે બળવાખોર સૈન્ય આગળ વધ્યું. બળવાખોર સૈનિકોના ટોળેટોળાં સરકારી મહેલમાં પેસવા લાગ્યાં.

જેઓએ કદી બળવો ઉઠાવવાનો વિચાર પણ કર્યો નહોતો, ઉલટા તેઓ બળવાખોરોને મારી હઠાવવા તત્પર હતા તેઓ આજે બળવાખોરોની સાથે જોડાયા. જ્યારે ક્રાંતિ અચળ થઈ બેઠેલા રિવાજોની દિવાલમા બાકું પાડે છે ત્યારે આવી જ રીતે તેનો પક્ષ

'શિયાળુ મહેલ' કેરેન્સકીની સરકારનું કેંદ્ર સ્થળ હતું; આ સ્થળ કબજે કરવાથી સરકારના મૂળ કપાઈ જશે એમ ધારીને જ બોલશેવિકોએ આ મહેલ કબજે કરવાનો પ્રયત્ન કર્યો હતો અને તેમનો એ પ્રયત્ન સફળ પણ થયો. સરકારી ઓફિસો તેમના કબજામાં આવી. ઉચ્છૃંખલ જનતા આનંદ અને ઉલ્લાસથી વધારે ઉન્મત્ત બની ગઈ. લૂટફાટ તરફ તેઓની સ્વાભાવિક પ્રવૃત્તિ જાગ્રત થઈ.

માલની ભરેલી મોટી મોટી પેટીઓ પડી હતી; સૈનિકો બંદુકની નળી વડે તેને ભાગી તોડી ખોલી નાખવા લાગ્યા. પેટીઓમાં કીંમતી ગાલિચા, પડદા, પોશાક અને વાસણો ભર્યાં હતાં. સૈનિકોની લાલચુ દૃષ્ટિ મહેલની મહ્યવાન ચીજો તરફ ખેંચાઈ. તેઓ નાના પ્રકારની સામગ્રી લૂટવા લાગ્યા. તરત જ આગેવાનોએ સૈનિકોને સંબોધી ગર્જના કરી કે "કામરેડો, આ બધી વસ્તુઓ પ્રજાની છે; આપણે કંઈ ચોર લુટારા નથી. અમને આશા છે કે એ બધી સામગ્રી લૂટી તમે બળવાખોરોનું નામ કલંકિત કરશો નહિ."

સેનાનાયકોના આ વચનોથી બળવાખોર સૈનિકોમાં ચંચળતા પેદા થઈ. બળવાના અગ્નિસ્પર્શથી તેઓના ચારિત્ર્યમા અને આદર્શમા કેટલો બધો ફેરફાર થયો હતો તે આજે બરાબર જણાયું. આવડી મોટી લાલચને તેઓ આટલી સહેલાઈથી જીતી શકશે એવું તેઓએ કલ્પનામા પણ ધાર્યું નહોતું. પરંતુ આજે દેશનું અને બળવાખોર લશ્કરનું સન્માન જાળવવાની વૃત્તિ તેમના દિલમાં મૂર્ત્ત થઈ ઉઠી. બળવાનો જય જેમ બહાર થતો જણાતો હતો તેમ પ્રજાના અંતઃકરણમા થતો જણાયો. ચો તરફ "લેશો નહિ, લેશો નહિ" ના અવાજો સંભળાવા લાગ્યા, જેણે જે કંઈ લીધું હતું તે પાછું મૂકી દીધું.

એ દરમિયાન દરવાજા આગળ એક લશ્કરી ટુકડી અને લાલ પલટણના માણસોએ આવી જનતાને રસ્તો કરવાનું જણાવ્યું. જનતાએ જોયું કે ૭ સાત ઉંચા દરજ્જાના અમલદારો હારબંધ ચાલ્યા આવે છે. તેઓ કેરેન્સ્કીની સરકારના અમલદારો હતા. તેઓ મૂંગે મોઢે ચાલ્યા આવે છે. જનતામાંથી એકાદ બે તિરસ્કારસૂચક શબ્દો થાય છે. એકાદ બે ગોળીઓ પણ છૂટે છે. પરંતુ ખલાસી પહેરેગીરો તેઓને અક્ષત શરીરે પિટરપોલ કારાગૃહમાં પહોંચાડી આવે છે.

આ રીતે કેરેન્સ્કીની સરકારનો મહેલ બોલશેવિકોના કબજામા આવ્યો.

સ્મલનીમાં હજુ કોંગ્રેસની બેઠકો મળ્યા કરે છે. કયા કયા મંત્રિઓને ગિરફતાર કરવામાં આવ્યા છે તેની સૂચી વંચાય છે. એ દરમિયાન એક ખેડુત પ્રતિનિધિ બોલી ઉઠે છે કે "અમે સમાજવાદી પક્ષના પ્રતિનિધિઓ આ બધા મંત્રીઓને જેમ બને તેમ જલદી છોડી મૂકવાની દરખાસ્ત મૂકીએ છીએ. કામરેડો, જેઓએ ઝારના જૂલમો દૂર કરવા માટે જીવન હોડમાં મૂક્યાં હતા; તેઓ આજ બંદીવાન બન્યા છે!"

વક્તા ભયંકર બૂમાબૂમ કરી રહ્યો હતો. એક બીજો વક્તા માંચડા પર બેઠેલા આગેવાનો તરફ આંગળી કરી કહે છે, "બોલશેવિકો આપણા આગેવાનો પર જૂલમ વર્ત્તાવે છે અને આ બધા પ્રજાના પ્રતિનિધિઓ શું અહીં ચુપચુપ બેઠા રહેશે?"

શોરબકોર થાય છે, બરાડા પડે છે, ઠઠ્ઠામશ્કરી ચાલે છે, કંઇ પણ સાંભળી શકાતું નથી. ટ્રોટસ્કીએ બધાને ચુપ રહેવાનો ઈસારો કર્યો. સભાગૃહમા કંઇક શાન્તિ ફેલાઈ એટલે તેણે ગર્જના કરી કહ્યું, "જેઓ કેરેન્સ્કી સાથે કાવતરાં કરી સોવિયેટોને ગરદન મારવાની વ્યવસ્થા કરતા હતા, તેઓની સાથે શું ગૃહસ્થની પેઠે

વર્તવું છાજે કે? ગયા જુલાઈ માસમાં તેઓએ આપણી સાથે કેવી સુંદર વર્તણૂક ચલાવી હતી! અત્યારે દુર્બળ હૃદયવાળા આગેવાનો ચાલ્યા ગયા છે. બળવાની કુલ સત્તા અમારા હાથમાં છે. અમે મરીશું પણ કામ છોડીશું નહિ. કામરેડો, અત્યારે તો તમારે કામની વાતનો જ વિચાર કરવો જોઇએ. કામ, બસ કામ સિવાય બીજું કંઇ નહિ."

ટ્રોટ્સ્કી પછી જારસ્કોઈસેલો સેનાવાહિનીનો એક પ્રતિનિધિ બોલવા ઉઠ્યો; લાંબો રસ્તો વટાવી આવ્યો હોવાથી તેનાં કપડાં ગંદાં બની ગયાં હતાં, મુખ પર ફિકાશ તરી વળી હતી તેણે કહ્યું, "અમારી ટુકડી સોવિયેટના પક્ષમાં લડવા માટે પેટ્રોગ્રેડના દરવાજાનું રક્ષણ કરે છે. અમે મરીશું પરંતુ શત્રુઓના હાથમાં પેટ્રોગ્રેડ સોંપીશું નહિ" સભામાં જયજયકારના ધ્વનિ ફેલાઈ ગયા.

મેનશેવિક આંતર્જાતીય પક્ષ તરફથી કાપેલિનસ્કીએ દરખાસ્ત મૂકી કે આ આંતર્કલહનું બધાને પસંદ પડે તેવું સમાધાન કરવા માટે એક સમિતિ નીમવી. પરંતુ આ દરખાસ્ત સામે ગર્જના થઈ રહી કે "ના, ના, શાંતિથી સમાધાન થઈ શકે તેમ નથી. વિજય મેળવવો એ જ સમાધાનનો રસ્તો છે."

દરખાસ્ત ઉડી ગઈ. ઠઠ્ઠામશ્કરી વચ્ચે મેનશેવિક પક્ષ સભાગૃહ છોડી ગયો. કામેનિયેવ બોલ્યો, "આ બધા વિશ્વાસઘાતીઓએ પ્રથમથી જ નિશ્ચય કર્યો હતો કે અમુક વખતે સભા છોડી જવી. આ માટે જ તેઓ ડગલે ડગલે અડચણો નાખ્યા કરતા હતા." વળી સભાનું કામ ચાલવા લાગ્યું. મજૂર, સૈન્ય, અને ખેડુતોને ઉદ્દેશી જાહેરનામું પ્રગટ કરવામાં આવ્યું કે, "બહુમતીના મત મુજબ રશિયાના મજૂર અને સૈનિકોની સોવિયેટ કોંગ્રેસની બીજી બેઠકમાં બધો કારભાર સોવિયેટના હાથમાં મૂકવાનો ઠરાવ થયો છે. જૂની સરકાર મરી પરવારી છે; જૂની સરકારના ઘણા ખરા સભાસદોને ગિરફતાર કરવામાં આવ્યા છે. દુનિયાની બધી જાતિ-

ઓમા હવે પ્રજાતંત્રમૂલક શાતિ સ્થપાશે. સોવિયેટ જમીન સમિતિના હાથમા જમીનદારની, સરકારની અને દેવળોની જમીનો હસ્તાન્તરિત કરવામા આવશે. સૈન્ય વિભાગમા પણ પ્રજાતત્રમૂલક વ્યવસ્થા થશે. જમીન ઉપર ખેડુતોનો અને કારખાના ઉપર મજૂરોનો અધિકાર રહેશે

આજથી સ્થાનિક બાબતો બધી સોવિયેટ સભાના હાથમા સોપવામા આવે છે. સૈનિકો, કેરેન્સ્કી દ્વારા છેતરાતા નહિ. સાવધાન !

રેલવે કામદારો, પેટ્રોગ્રેડ વિરૂદ્ધ લશ્કર લઈ જે ટ્રેનો રવાના થાય તેને રસ્તામા જ થંભાવી રાખો.

સૈનિકો, મજૂરો, નોકરો ! બળવાનું ભવિષ્ય તમારા જ હાથમા છે.

બળવો ઘણું જીવો !"

સવારના ૫ ને ૧૭ મિનિટે ક્રિલેકોએ એક ટેલિગ્રાફ વાચી સંભળાવ્યો. ક્રિલેકોએ જણાવ્યું કે "કોમરેડો, લડાઈના મેદાન પરથી બાર પલટણોએ આપણને અભિનંદન પાઠવ્યાં છે તેઓએ ત્યા લશ્કરી સમિતિ સ્થાપી બધી સત્તા હાથમા લીધી છે. જૂની સરકારના સેનાધ્યક્ષે રાજીનામુ આપ્યું છે."

લેનિનની યુક્તિ સફળ થઈ. તેણે પેટ્રોગ્રેડના મજૂરોને સાથે લઈ બળવો જાહેર કર્યો અને પેટ્રોગ્રેડ સોવિયેટે કેરેન્સકીની સરકાર તોડી પાડી. સોવિયેટ કોંગ્રેસને પણ આ માર્ગને અનુમોદન આપવું પડ્યું. હવે સમસ્ત દેશનું હૃદય જીતવાનું રહ્યું અને સાર બાદ આખી પૃથ્વીના હૃદયને જીતવાની જરૂર હતી રશિયા શું તેનો માર્ગ નહિ ગ્રહણ કરે ? અને બીજી જાતો ? તે શું કરશે ?

હજુ ૭ વાગ્યાનો વખત થયો હતો. રાતનો અંધકાર દૂર થયો નહોતો. ચોમેર ટાઢની ચમકારી ચમકતી હતી. વચ્ચે વચ્ચે પહેરેગીરોના બરાડા સંભળાતા હતા. રશિયાના આકાશમાં એક ભયંકર પ્રભાત ઉદય પામતું હતું.

## ગૃહ શત્રુ

નવેમ્બરની ૮ મી તારીખ ને ગુરુવાર હતો. સવાર થઈ હતી. બીજા દિવસોની માફક હજારો માણસો વહેલા ઉઠી કામ પર ચાલ્યા ગયા છે. પેટ્રોગ્રેડના રસ્તા પર અસંખ્ય ગાડીઓ દોડયાં કરે છે; રોજિંદો કારભાર જેમનો તેમ ચાલ્યાં કરે છે. હોટલો અને દુકાનો ખુલ્લા છે; નાટકોના ચોપાનિયાં ચોમેર વેચાય છે. મહા વિપદના સમયમા પણ સમાજજીવનનું કોઈ પણ કામ બાકી રહ્યું નથી. ખાવાનું, પીવાનું, કપડાલત્તાંનું, આનંદનું કામ સર્વત્ર ચાલી રહ્યું છે. સમાજની આ દિશામા જાણે બળવાનું નામ નિશાન ન હોય એમ જણાય છે.

અફવા ફેલાઈ રહી છે કે કેરેન્સ્કી એક વિશાળ લશ્કર લઈ પેટ્રોગ્રેડ તરફ આવે છે. "વલિયાનારોડા" નામના વર્ત્તમાન પત્રમાં કેરેન્સ્કીનો હુકમ બહાર પડયો છે.

"બોલ્શેવિકો રશિયાના આવા વિપત્તિના સમયમાં દેશનું સત્યાનાશ વાળવા તૈયાર થયા છે. આ વખતે તો આપણામાં દુર્જય ઇચ્છાશક્તિ અને સાહસની જરૂર છે. જ્યાં સુધી નવી સરકાર ન રચાય...જો કે તેની જરૂર નથી...ત્યાં સુધી બધા લોકોએ પોત

પોતાના કામમાં મંડ્યા રહેવું. હું બધાં સૈન્યનો અધ્યક્ષ છું; મારો હુકમ છે કે સૈનિકોએ પોતાના ચાલુ સેનાપતિઓના તાબામાં રહી કાર્ય કરવું."

આના જવાબમાં અખિલ રશિયાની સોવિયેટ કોંગ્રેસ પક્ષ તરફથી દિવાલો પર મોટા અક્ષરે છાપેલાં જાહેરનામાં ચોઢવામાં આવ્યાં કે "જૂના મંત્રીઓમાના ઘણાખરા ગિરફતાર થયા છે. કેરેન્સ્કી નાસી ગયો છે. બધા લશ્કરને આજ્ઞા આપવામાં આવે છે કે કેરેન્સ્કી પકડાય તો તેને પેટ્રોગ્રેડ લઈ આવવો. જે કોઈ કેરેન્સ્કીને મદદ કરશે તેને રાજદ્રોહી ગણી શિક્ષા કરવામાં આવશે."

બંધન તૂટી ગયું છે; લશ્કરી બળવા સમિતિ આગની ચિનગારીની પેઠે ચોમેર હુકમો ને નિવેદનો ફેલાવ્યા કરે છે. બંદીવાન સેનાપતિ કોર્નિલોવને પેટ્રોગ્રેડ લાવવાનો હુકમ થયો છે. સૈન્ય વિભાગમાં મૃત્યુ દંડની સજા રદ કરવામાં આવી. સરકારી અમલદારો પર હુકમ મોકલવામાં આવ્યો કે તમારે તમારું કામ બંધ ન કરવું. કરશો તો ભયંકર શિક્ષા થશે. લૂંટફાટ, અને જુગારીઓને દેહાંતદંડની શિક્ષા ફરમાવવામાં આવી. બધાં ખાતાંના મંત્રીઓની કામચલાઉ નીમણૂક કરવામાં આવી. ટ્રોટસ્કી અને ઉરિટસ્કીના હાથમાં પરદેશખાતું મૂકવામા આવ્યું. લોકહિતકર વિભાગ ( Public welfare ) ની જવાબદારી મેડમ કોલોનતાઈના હાથમાં મૂકી.

આવ્યું, "કોઝેક ભાઇઓ, તમને પેટ્રોગ્રેડ વિરુદ્ધ ઉશ્કેરવામાં આવે છે. તમારા આગેવાનો તમારા શત્રુઓજ છે. તેમના પર સહેજ પણ વિશ્વાસ મૂકતા નહિ. અમારી કોંગ્રેસમાં મજૂર, ખેડુતો અને સૈનિકોના પ્રતિનિધિઓ છે. તમારા પ્રતિનિધિને પણ મોકલશો તો અમે તેને માનપૂર્વક સ્વીકારીશું. તમારા સેનાપતિ તો ધનવાન વર્ગના ભાડુતી ગુંડાઓ છે.

"તમને કહેવામાં આવે છે કે અમે તમારી જમીન લૂંટવી લઇશું; પરંતુ એ નરાતળ જૂઠી વાત છે. કેવળ કોઝેક જમીનદારોના હાથમાંથી જ જમીનો લઈ લેવામાં આવશે, પરંતુ તે બધી જમીન કોઝેક સૈન્ય અને મજૂરોને વહેંચી આપવામા આવશે. માટે કોઝેક ભાઇઓ, શત્રુઓના ભરમાવ્યા ભરમાશો નહિ. અખિલ રશિયાની સોવિયેટ કોંગ્રેસ તમને બોલાવે છે. રશિયાના મજૂર, ખેડુતો અને સૈનિકો સાથે કોઝેકોનું ભ્રાતૃત્વ ચિરંજીવ બનો."

બીજી તરફથી કેરેન્સ્કીના પક્ષની "દેશ અને બળવાનું રક્ષણ કરનારી સમિતિ" તરફથી જાહેરનામું બહાર પડયું, કે

"બોલ્શેવિકોએ ગેરવાજબી રીતે મંત્રીઓને કેદ કર્યા છે. તેઓએ જે સરકાર સ્થાપી છે તે કાયદેસર નથી. અત્યારે અમારી સમિતિ એજ સર્વોપરિ સરકાર છે. આથી નવીન વ્યવસ્થાપક સભાની બેઠક ન મળે ત્યાં સુધી સર્વ લોકોએ અમારા હુકમો માથે ચડાવવા જોઇએ.

ભાઈઓ, જાગ્રત થાઓ, આ જૂલમો વિરુદ્ધ એકત્ર થાઓ.

દેશ અને બળવાને જીવાડો.

રક્ષણ સમિતિને ટેકો આપો."

આ જાહેરનામામાં જુના પંથના બધા પક્ષોની સહીઓ હતી.

બધી સત્તા બોલશેવિકોના હાથમા હતી, આથી વિરોધી પક્ષનું હવે એકજ હથિયાર બાકી રહ્યુ હતું અને તે પ્રચારકાર્ય હતું. વર્તમાનપત્રોનું, જાહેરનામાનું અને આ વેદનનિવેદનનું યુદ્ધ ભયંકર રીતે ચાલવા લાગ્યું.

નિકોલાઈ મહેલમાં સાજરે પેટ્રોગ્રેડની મ્યુનિસિપલ ડુમાની બેઠક બેમતી હતી. સભાપતિના આસન પર વૃદ્ધ, ધોળી દાઢી મૂછ વાળો શ્રિડર (Schreider) બેઠો હતો. તે અગાઉની રાતે સ્મલની મહેલમા ગયો હતો; ટ્રોટસ્કી સાથે તેને જે કંઈ વાતચીત થઈ હતી તે તેણે ડુમાને જણાવી. ટ્રોટસ્કીને તેણે કહ્યું હતું કે હાલમાં ડુમા એજ કાયદેસરની સરકાર હોઈ શકે, કારણ કે તેમાં બધા પક્ષના પ્રતિનિધિઓ છે. તેના જવાબમા ટ્રોટસ્કીએ કહ્યું હતું કે "એનો પણ એક માર્ગ છે. ચાલુ ડુમાને વિસર્જન કરી નવી ચુંટણી કરો."

મેયરના મુખે આ વાત સાભળી સભામાં ગરબડ મચી રહી. વૃદ્ધ સભાપતિ કહેવા લાગ્યો, "બોલશેવિકો જુદા જુદા વિભાગમા મંત્રી અને કમિશનરો નીમી સ્વાયત્તશાસનના મૂળમા કુહાડાના ઘા મારે છે." સભામા જે થોડા ઘણા બોલશેવિક સભાસદો હતા તે પણ ભાષણ કરવા લાગ્યા. એક બોલશેવિક સભાસદે કહ્યું, "આપ કંઈ પ્રજાના ખરા પ્રતિનિધિ નથી. અખિલ રશિયાની સોવિયેટ કોંગ્રેસના સિદ્ધાંતો માનવાજ જોઇએ."

"કેવું અપમાન! કેવું અપમાન!" કહેતા બીજા સભાસદો ખૂંસાખૂસ કરી ઉઠયા. બોલશેવિકોએ તેવાજ અવાજથી જણાવ્યું કે "અમે નવી ચુંટણી માગીએ છીએ." ત્યાર બાદ તેઓ સભાગૃહ છોડી ચાલ્યા ગયા, એટલે બાકીના સભાસદો કહેવા લાગ્યા, "એ લોકો જર્મનોના જાસુસો છે, સાલા, લુચ્ચાઓ,

વિશ્વાસઘાતી છે! "વૃદ્ધ મેયરે દરખાસ્ત મૂકી કે આ સભા કોઈ પણ રીતે નવી ચુંટણી કરવા દેશે નહિ. મૃત્યુ થાય તો ભલે, પણ અધિકાર તજવામાં આવશે નહિ."

બહાર અલેકઝાંડર હોલમાં બોલશેવિક વિરોધી રક્ષણ સમિતિની સભામા સ્કોબિલિયેવ ભાષણ કરતો હતો કે "બળવાની આવી દુર્દશા કદી થઈ નથી; ઇતિહાસમા આવો પ્રશ્ન કદી ઉભો થયો નથી. આપણી સમક્ષ અત્યારે એકજ પ્રશ્ન છે કે રશિયાએ જીવવું કે મરણ પામવું? આપણે બળવાને જીવાડવો જોઇએ. આપણે મરીશું, પણ પાછા હઠીશું નહિ." તાળીઓના ગડગડાટ વચ્ચે જાહેર કરવામા આવ્યું કે રેલવે કામદારો રક્ષણ સમિતિ સાથે જોડાયા છે. થોડીવાર પછી સમાચાર આવ્યા કે પોસ્ટ અને ટેલિગ્રાફ ઓફિસના અમલદારો પણ આપણી સાથે જોડાયા છે. પોસ્ટ ઓફિસના ટપાલ વાળાઓ સ્મલનીની ટપાલ લેશે નહિ તેમ ત્યાની ટપાલ વહેચશે નહિ. સરકારી અમલદારોએ પણ કામ કરવાની ના પાડી. રીતસર લડાઈ ચાલી. આ લડાઈ રશિયાના હિતની લડાઈ હતી. હડતાળ અને જોરજમરીથી લુટફાટ ચાલવા લાગી. મધ્યમ વર્ગના ટોળાં પણ પાગલ બની ગયા. "આ બધા બોલશેવિકો શુ અમારા પર હુકમ ચલાવશે? વારૂ, વારૂ, તેમને પણ મજા બતાવીએ છીએ."

તેઓ આખા શહેરમાં અફવા ફેલાવવા લાગ્યા કે બોલશેવિકો જર્મનોની મદદથી આટલુ બધું જોર મારે છે. તેઓ મૂળે તો જર્મનોના જાસુસોજ છે, તેના હાથના રમકડા છે. એક જણે તો વળી એવો ભીડો માર્યો કે "અરે ભાઇ, મે મારી સગી આંખે જોયું છે કે જર્મન અમલદારોની મદદથીજ બોલશેવિકોએ સરકારી મહેલ કબજે કર્યો છે."

તેઓ આટલેથીજ અટકયા નહિ. વર્તમાનપત્રોમા લખવામાં

આવ્યુ કે બોલશેવિકોએ સરકારી મહેલમા લુટફાટ ચલાવ્યા ઉપરાત નિર્દય રીતે ખૂનરેછ મચાવી છે મત્રીઓને કરપીણ રીતે મારી નાખવામા આવ્યા છે, અને ત્યા જે સ્ત્રી સૈનિકો હતા તેઓના પર પાશવિક અત્યાચાર ગુજારવામા આવ્યા છે સ્ત્રીઓમાની ઘણી ખરી તો એ રાક્ષસોના પજામાથી છૂટવા માટે આપઘાત કરી ચૂકી છે. ડુમાનો મધ્યમ વર્ગનો પક્ષ આ બધુ ખરૂ માનુ લગભગ પાગલ બની ગયો.

સ્મલની મહેલમા ઝપાટાબધ કામ ચાલી રહ્યુ છે રાત દહાડો કોઈની આખમા ઉધ નથી મજૂરો આમતેમ દોડે છે, આગેવાનો હુકમ આપે છે, કામનો પાર આવતો નથી. બધા વિભાગોનુ કામ ચલાવવાનુ છે. એક તરફથી કેરેન્સ્કી આવે છે, બીજી બાજુએથી ડુમા અને મધ્યમ વર્ગ કાવતરા રચે છે રેલવે અને પોસ્ટ ઓફિસના કામદારો કામ કરવા ઇચ્છતા નથી બધી દિશા સભાળવાની છે વળી બોલશેવિક પક્ષમા કેળવાયેલા અને રાજનીતિજ્ઞ લોક બહુ હતા નહિ

નહોતી. બોલશેવિકો પોતાના ઓરડામાં જોરશોરથી ચર્ચા ચલાવ્યા કરતા હતા. લેનિન અને ટ્રોટસ્કી કોઇ પણ જાતના સમાધાનની વિરુદ્ધ હતા. બીજા બધા નેતાઓ કોઇ કોઈ બાબતમાં નમતું મૂકી સમાજવાદીઓ સાથે સમાધાન કરવાની તરફેણમાં હતા. તેઓનું એમ કહેવું હતું કે જો એમ કરવામાં નહિ આવે તો બોલશેવિકોને કોઇ મદદ કરશે નહિ.

ઉગ્રપંથી સમાજવાદીઓની પણ મંત્રણા સભા ચાલતી હતી. ૭ ઉપર પાંચ મિનિટ થઈ એટલે તેઓએ સમાચાર મોકલ્યા કે "અમે લશ્કરી બળવા સમિતિમાં જોડાવા તૈયાર છીએ."

લેનિને કહ્યું, "જુઓ, તેઓ આપણી સાથે ભળે છે."

આઠ ઉપર ચાળીસ મિનિટ થઇ એટલે તાળીઓના ગડગડાટ [વ]ચ્ચે જાહેર કરવામાં આવ્યું કે કાર્યવાહક સભાના સભાસદો [સ]ભામાં આવે છે. તે સભાસદોમાં મુખ્ય લેનિન હતો. નાનો ચહેરો, [મો]ટું માથું, નાની આંખો, મેલો પોશાક છતાં તેના જેટલું માન જગતમાં [ક]ોઈએ મેળવ્યું હોય એમ અમને લાગતું નથી. તેની બુદ્ધિ તીક્ષ્ણ [હ]તી, તેનું સાહસ દુર્જય હતું, તેની તુલના કોઈની સાથે થઈ શકે [એ]મ નથી.

સભામાં પ્રથમ કામેનિયેવે "લશ્કરી બળવા સમિતિ" નું કામકાજ વાંચી બતાવ્યું. સૈન્યવિભાગમાંથી મૃત્યુદંડ રદ કરવામાં આવ્યો છે; પ્રચાર કાર્યની સ્વતંત્રતા આપવામાં આવી છે; રાજદ્વારી કારણો સબબ જે અમલદારોને અને સૈનિકોને કેદ કરવામાં આવ્યા છે તેમને છોડી મૂકવામાં આવ્યા છે; કેરેન્સ્કીને કેદ પકડવાનો હુકમ જારી કરવામાં આવ્યો છે. સભામાં તાળીઓના ગડગડાટ થાય છે.

વળી નરમપંથ પક્ષ તરફથી વિરોધ રજૂ થયો. સભામાં

પ્રજા જ નક્કી કરશે બહારની કોઈપણ જાતિને એ બાબતમા હાથ નાખવાની જરૂર નથી

જાહેરનામુ વાચ્યા બાદ લેનિને કહ્યુ, "હું દરખાસ્ત મૂકુ છુ કે" આ કોગ્રેસ આ જાહેરનામુ કબુલ રાખે છે." ત્યારબાદ ભવિષ્યવેત્તાની માફક ગભીર અવાજે લેનિન બોલ્યો," કોમરેડો, ૬ ઠ્ઠી અને ૭ મી નવેબરે સામાજિક બળવાનો યુગ શરૂ થયો છે મજૂર ચળવળ શાતિ અને સામ્યતત્રના નામથી જય પ્રાપ્ત કરી આ વિપ્લવનો ઉદ્દેશ સિદ્ધ કરશે જ "

જનતા નિસ્તબ્ધ બની આ બધુ સાભળતી હતી ત્યારબાદ નક્કી કરવામા આવ્યુ કે રાજદ્વારી પક્ષના વક્તાઓ જ કેવળ આ સબધમા ભાષણો કરી શકશે અને કોઈ પણ વક્તા ૧૫ મિનિટથી વધારે વાર બોલી શકશે નહિ

ત્યારબાદ ઉગ્રપથી સમાજતત્ર પક્ષના વક્તા મેરોલિને દરખાસ્તને ટેકો આપ્યો ક્રમે ક્રમે એક પછી એક બીજા પક્ષોના પ્રતિનિધિઓએ પણ આ દરખાસ્તને ટેકો આપ્યો.

એક વક્તાએ કહ્યુ " દરખાસ્તમા એક વેળા કહેવામા આવ્યુ છે કે આપણે આ શરતે સધિ કરવા તૈયાર છીએ ' વળી છેવટે કહેવામા આવ્યુ છે કે અમે દરખાસ્તો પર ચર્ચા ચલાવવા તૈયાર થઈશુ તેનો મેળ મળતો નથી "

લેનિને જવાબ આપ્યો, " આપણે વાજબી શાતિ ઇચ્છીએ છીએ, પરતુ તે પરથી એમ સમજવાનુ નથી કે કોઈપણ શરતે સધિ કરવા રાજી છીએ ' આદર્શને ખાતર વિપ્લવમૂલક લડાઈથી આપણે ડરતા નથી કદાચ સામ્રાજ્યવાદીઓ આપણુ નિવેદન ગ્રહણ નહિ કરે, છતા આપણે કોઈપણ જાતની ગેરવાજબી માગણી કરીશુ નહિ મને ખાત્રી છે કે બીજા દેશોની પ્રજા તો આપણને ટેકો આપશે જ."

બેઠેલા શ્રોતાઓ બોલી ઉઠયા કે "અમે ધાર્યું હતું કે તમે કાલે સભાગૃહ તજી ગયા હતા, છતાં આજે અહીં કેમ આવ્યા છો?" મેનશેવિક પ્રતિનિધિમાંના એકે જવાબ આપ્યો, "કાલે મેનશેવિક પક્ષમાંના માત્ર થોડા જ પ્રતિનિધિઓ જતા રહ્યા હતા, અમે જવાના નથી અહીં અમે બૉલશેવિકો વિરુદ્ધ મત નોંધાવવાનું કર્તવ્ય બજાવવા રહ્યા છીએ' બીજા ભાષણકર્તાઓના ભાષણો થયાં ત્યારબાદ લેનિન ઉઠયો. થોડીવાર તો તાળીઓના ગડગડાટથી સભાગૃહ ગાજી રહ્યું લેનિન શાંતિથી ઉભો, જયધ્વનિ પ્રત્યે તેનું લક્ષ નહોતું કોણ જાણે કયા સ્વપ્નરાજ્યમાં તે વિહરતો હતો એ કોણ કહી શકે તેમ છે? જનતા શાંત થઈ એટલે લેનિન બોલ્યો, "હવે આપણે સામ્યતંત્રની સ્થાપના કરીશું આપણું પહેલું કાર્ય મહાયુદ્ધને શાંત કરવાનું છે પરંતુ આ સબંધમાં સોવિયેટોને કેટલીક શરતો કરવાની છે કોઈપણ દેશમાં, કોઈપણ સ્થળે બીજી જાતિઓ પોતાનું રાજ્ય સ્થાપી શકશે નહિ, કોઈપણ પ્રકારની નુકસાની માગી શકાશે નહિ, બધા દેશોની બધી પ્રજાને ઇચ્છા મુજબ રાજતંત્ર દાખલ કરવાની સત્તા બક્ષવી જોઈએ"

લેનિન મંદ મંદ હસતો હતો સેંકડો ભાષણો આપ્યાં હોવાથી તેનો અવાજ જરા બેસી ગયો હતો તે કોઈપણ જાતના ચાળા-ચસકા કરતો નહોતો હજારો શ્રોતા તેનું ભાષણ શ્વાસોચ્છ્વાસની ક્રિયા થંભાવીને પણ સાંભળતા હતા

લેનિને ત્યારે બાદ બોલશેવિક સરકારનું જાહેરનામું વાંચ્યું જાહેરનામું મહાયુદ્ધમાં જોડાએલા દેશોની પ્રજા અને સરકારને ઉદ્દેશી લખવામાં આવ્યું હતું તેમાં સોવિયેટ સંધિની શરતોનો ઉલ્લેખ કરવામાં આવ્યો હતો કોઈ દેશનું કોઈપણ સ્થાન શત્રુઓ કબજે કરી શકશે નહિ, કોઈપણ જાતની નુકસાની માગી શકશે નહિ કોઈ દેશમાં કઈ જાતનું રાજતંત્ર હોવું જોઈએ તે ત્યાંની

પ્રજા જ નક્કી કરશે. બહારની કોઈપણ જાતિને એ બાબતમા હાથ નાખવાની જરૂર નથી.

જાહેરનામુ વાચ્યા બાદ લેનિને કહ્યુ, "હું દરખાસ્ત મૂકું છુ કે" આ કોગ્રેસ આ જાહેરનામુ કબુલ રાખે છે." ત્યારબાદ ભવિષ્યવેત્તાની માફક ગભીર અવાજે લેનિન બોલ્યો," કામરેડો, ૬ ઠ્ઠી અને ૭ મી નવેબરે સામાજિક બળવાનો યુગ શરુ થયો છે. મજૂર ચળવળ શાંતિ અને સામ્યતત્રના નામથી જય પ્રાપ્ત કરી આ વિપ્લવનો ઉદ્દેશ સિદ્ધ કરશે જ.'"

જનતા નિસ્તબ્ધ બની આ બધુ સાભળતી હતી ત્યારબાદ નક્કી કરવામા આવ્યુ કે રાજદ્વારી પક્ષના વક્તાઓ જ કેવળ આ સબધમા ભાષણો કરી શકશે અને કોઈ પણ વક્તા ૧૫ મિનિટથી વધારે વાર બોલી શકશે નહિ.

ત્યારબાદ ઉગ્રપંથી સમાજતંત્ર પક્ષના વક્તા કેરેનિને દરખાસ્તને ટેકો આપ્યો. ક્રમે ક્રમે એક પછી એક બીજા પક્ષોના પ્રતિનિધિઓએ પણ આ દરખાસ્તને ટેકો આપ્યો.

એક વક્તાએ કહ્યુ "દરખાસ્તમા એક વેળા કહેવામા આવ્યું છે કે આપણે આ શરતે સધિ કરવા તૈયાર છીએ ! વળી છેવટે કહેવામા આવ્યું છે કે અમે દરખાસ્તો પર ચર્ચા ચલાવવા તૈયાર થઈશુ. તેનો મેળ મળતો નથી"

લેનિને જવાબ આપ્યો, "આપણે વાજબી શાતિ ઇચ્છીએ છીએ, પરંતુ તે પરથી એમ સમજવાનું નથી કે કોઈપણ શરતે સધિ કરવા રાજી છીએ ! આદર્શને ખાતર વિપ્લવમૂલક લડાઈથી આપણે ડરતા નથી. કદાચ સામ્રાજ્યવાદીઓ આપણુ નિવેદન ગ્રહણ નહિ કરે, છતા આપણે કોઈપણ જાતની ગેરવાજબી માગણી કરીશુ નહિ. મને ખાત્રી છે કે બીજા દેશોની પ્રજા તો આપણને ટેકો આપશે જ."

દસ ઉપર ૩૫ મિનિટ થઈ હતી. કામેનિયેવે બધાના મત માગ્યા. એક પ્રતિનિધિ વિરોધ કરવા જતો હતો પરતુ ચોમેરથી શોરબકોર થતો જોઈ ચુપ થઇ ગયો. દરખાસ્ત વગર વિરોધે પસાર થઈ.

સભામા એક પ્રકારની અપૂર્વ ઉશ્કેરણી ફેલાઈ રહી. એક વૃદ્ધ સૈનિક તો બિચારો રડી પડયો. આકાશભેદી શબ્દ ઉઠયો કે "લડાઇ પુરી થઈ છે." સભાગૃહમાથી કોઈ બોલી ઉઠયું, "કોમરેડો, જેઓએ સ્વતત્રતા માટે જીવન અર્પણ કર્યા છે, તેઓને ચાલો આપણે યાદ કરીએ." એક ક્ષણમા સભાગૃહમા એકત્ર થએલા પ્રતિનિધિઓ મૃતવીરોને ઉદ્દેશી કરુણ સ્મશાનસગીત ગાવા લાગ્યા.

લેનિને ત્યારબાદ જમીન વિષે નીચેની દરખાસ્ત રજૂ કરીઃ

(૧) કોઇનો કોઈપણ જમીન પર વ્યક્તિગત અધિકાર નથી, એ ખાતર કોઇ નુકસાની માગી શકશે નહિ.

(૨) પાકી વ્યવસ્થા ન થાય ત્યા સુધી સરકાર, દેવળ અને જમીનદારની સપત્તિ શહેરની જમીનસમિતિ અને જિલ્લાની ખેડુતોની સોવિયેટ સભાના હાથમા સોપવામા આવે છે.

(૩) આજથી જમીન પ્રજાની છે, માટે કોઇ તેને જરા પણ નુકસાન પહોચાડશે તેને સખત શિક્ષા થશે.

(૪) સૈન્ય વિભાગમા જે ખેડુતો અને કોઝેકો કામ કરે છે તેઓની જમીન જપત થશે નહિ.

દરખાસ્ત વાચ્યા બાદ લેનિન બોલવા લાગ્યો, "કયા ખેડુતને કેટલી જમીન આપવી તે સ્થાનિક જમીનસમિતિ નક્કી કરશે.

દરખાસ્ત પર ચર્ચા ચાલે તે પહેલા એક માણસ ભીડ ઠેલી માચડા પર ચડયો. તેનું નામ પિયાનિખ હતું. ખેડુત સોવિયેટની

કાર્યવાહક સભાનો એ સભાસદ હતો. લોકોને લાગ્યું કે તે ખરેખર ગાડો થઈ ગયો છે.

પિયાનિખે કહ્યું, "અમારા પક્ષના બે મંત્રીઓને ગિરફતાર કરવામા આવ્યા છે આ સભામાથી હું તેનો તીવ્ર વિરોધ જાહેર કરું છું. તેઓને હમણાં જ છોડી મૂકવા જોઈએ."

તે સાથે જ એક સૈનિક ઉભો થયો; તેની ભયંકર મૂછો અને લાલ આંખો બીહામણી હતી. તે બોલ્યો, "અહીં બેઠા બેઠા તમે ખેડુતોને જમીન વહેચો છો પરંતુ તેમના જ ચુટેલા પ્રતિનિધિઓ તરફ વિશ્વાસઘાત દર્શાવી તેમને બંદી બનાવો છો. હું તમને સાફ કહી દઉં છુ કે તેઓનો વાળ પણ વાકો થશે તો ચોમેર તમારી વિરુદ્ધ બળવો ફાટી નીકળશે."

સભામાં શોરબકોર થઇ રહ્યો. હવે ટ્રોટસ્કી ઉઠયો, તેના મો પર ક્રૂર હાસ્ય ફેલાઈ રહ્યું હતું. તે બોલ્યો, "ગઈ કાલે લશ્કરી સમિતિએ સમાજવાદી અને મેનશેવિક મંત્રીઓને છોડી મૂકવાનો હુકમ આપ્યો છે. અમે કામકાજમા ગુથાએલા હતા માટે જ એ હુકમ અમલમા મુકાયો નથી. પરંતુ કોર્નિલોવના વિષય સંબંધમા કેરેન્સકીએ જે વિશ્વાસઘાત કર્યો હતો, તેમા આ બધા મંત્રીઓનો કેટકેટલો હિસ્સો હતો તેની ખાત્રી ન થાય ત્યા સુધી તેઓને તેમના પોતાના ઘરમા નજરકેદ રાખવામાં આવશે."

પિયાનિખ બરાડો પાડી બોલ્યો, "એમ બની શકે જ નહિ! આપ જે જે કૃત્યો કરો છો તેવા કૃત્યો કોઇપણ બળવા વખતે બન્યા નથી."

ટ્રોટસ્કીએ જવાબ આપ્યો, "આપની ભૂલ થાય છે. ચાલુ બળવામા જ એના દૃષ્ટાતો મળી આવે છે. ગયા જુલાઇ માસમા અમારા પક્ષના સેકડો બધુઓને જેલમા પૂરવામા આવ્યા હતા. દાક્તરોની સલાહ મુજબ જ્યારે કોમરેડ કોલોનતાઇને છોડી મૂકવામાં

આવ્યાં ત્યારે પણ તેના દરવાજા પર ઝારના અમલના જાસુસો ટહેલના હતા."

ત્યારબાદ ખેડુતો જતા રહ્યા. જનતા ઠઠ્ઠામશ્કરી કરવા લાગી.

જમીનની દરખાસ્ત સંબંધમા કેટલાક પક્ષોએ છૂટી છૂટી ચર્ચા ચલાવવાનો સમય માગ્યો. એમની માગણી કબૂલ રાખવામા આવી. અને જુદા જુદા પક્ષો પોતપોતાના મંત્રણાગૃહમા ગયા. જતી વેળા લેનિને કહ્યું, "કોમરેડો, વધારે વિલંબ કરતા નહિ. આ નવા સમાચાર આવતી કાલના વર્તમાનપત્રોમા પ્રગટ થવા જ જોઇએ."

જ્યારે મંત્રણાગૃહોમાં જોસભેર ચર્ચા ચાલતી હતી, વરંડા અને સીડીઓ પર ખેડુત અને મજૂરોના પ્રતિનિધિઓ વાતચીત ચલાવતા હતા, ત્યારે લશ્કરી સમિતિનો એક અમલદાર બૂમ પાડતો હતો કે "લડાઇના મેદાનમાં પ્રચાર કરવા માટે ૧૫ માણસોની જરૂર છે. જેઓ જવા રાજી હોય તેઓએ નં. ૧૭ ના ઓરડામાં આવવું."

લગભગ અઢી કલાક પછી વળી બેઠક શરુ થઈ. માંચડા પરથી જાહેર કરવામા આવ્યું કે લડાઇના મેદાન પરથી સમાચાર મળ્યા છે કે ટુકડીઓ પર ટુકડીઓ લશ્કરી સમિતિ સાથે જોડાતી જાય છે. લડાઇના મેદાનપરથી આવેલા નવા પ્રતિનિધિ સૈનિકોએ લશ્કરના મનની સ્થિતિનું બ્યાન કર્યું. તેઓ બધા સોવિયેટના હાથમા સત્તા હોય એમ ઇચ્છતા હતા. તાળીઓના ગડગડાટથી સભાગૃહ ગાજી ઊઠ્યું. રાતના બે વાગ્યા ને શુમારે જમીન સંબંધીની દરખાસ્ત પર મત લેવામા આવ્યા. દરખાસ્ત પસાર થઇ. વિરુદ્ધમા માત્ર એકજ મત આપવામાં આવ્યો હતો. ખેડુતોના પ્રતિનિધિઓ આનંદથી ઉન્મત્ત બની ગયા.

આ એક દરખાસ્તને પરિણામે બોલશેવિકો રશિયામા એક પ્રબળ સત્તા જમાવી પડ્યા. આ વખતે એક કુટિલ પોશાકવાળો

સૈનિક ભાષણ કરવા ઊઠયો. થોડીવારમાં જણાયું કે એ ભાઈમાં ભાષણ કરવાની શક્તિ છે ખરી ! જે સૈનિકો લડાઈનું મેદાન તજી ચાલ્યા આવ્યા હતા તેઓને જમીનનો ભાગ મળવાનો નહોતો. તે આ નિયમ વિરુદ્ધ બોલવા ઇચ્છિતો હતો. બધા ઠઠ્ઠામશ્કરી કરવા લાગ્યા; પરંતુ સૈનિક અટકયો નહિ. "પોતાની ઈચ્છાવિરુદ્ધ અમારે ખાઈમાં રહી લડવું પડયું છે. તમે પોતે જ આ પ્રથાને ભયંકર અને પાશવિક માની ગાળો દો છો. કેરેન્સ્કીની સરકારે અમને ખોટી લાલચો આપી ગેલેશિયાની લડાઈમાં મોકલ્યા હતા ! સ્વતંત્રતા ! સ્વતંત્રતા શાની ? લડાઈના મેદાન પર અમારી સમિતિ તોડી પાડવામાં આવી. વર્તમાનપત્ર બંધ પાડવામાં આવ્યાં. પગમાં જોડા નહિ, પહેરવાનાં વસ્ત્રો નહિ; આવી દશામાં અમારે લડાઈનું મેદાન છોડી આવવું પડયું છે. કેરેન્સ્કીની સરકાર કે જેને તમે તોડી પાડી છે એજ આ બધાંને માટે જવાબદાર છે."

સભામાં પ્રશંસાસૂચક ધ્વનિ થવા લાગ્યા.

એક બીજા સૈનિકે આ ભાષણની વિરુદ્ધ બોલતાં જણાવ્યું કે "વાહ વાહ ! કેરેન્સ્કીની સરકાર પર દોષ ચઢાવી આ બધાં બીકણ ટોળાં લડાઇ છોડી આવ્યાં છે ! પોતાના ભાઇઓને ખાઇઓમાં સડતા મૂકી જેઓ ચાલ્યા આવ્યા છે તેઓ વિશ્વાસઘાતી છે, તેઓને શિક્ષા કરવી જોઇએ."

સભામાં શોરબકોર થઇ રહ્યો. "મારો, મારો" ના પોકાર થવા લાગ્યા. કામેનિયેવે દરખાસ્ત મૂકી કે આ બાબત સરકાર પર મૂકવી જોઇએ. રાતના અઢી વાગે સભાસ્થળ શાંત થયું. કામેનિયેવે રાજ્યવ્યવસ્થા સંબંધમાં દરખાસ્ત વાંચવી શરુ કરી.

વ્યવસ્થાપક સભા ન રચાય ત્યાં સુધી રાજ્યવ્યવસ્થા ચલાવવા માટે કામચલાઉ સરકાર ઊભી કરવામાં આવી. તેમાં ખેડુતોના અને મજૂરોના પ્રતિનિધિઓ લેવામાં આવ્યા. એકેક વિભાગ માટે એકેક

કમિટિ ગોઠવવામાં આવી. ત્યારબાદ કામેનિયેવ નામની યાદી વાચવા લાગ્યોઃ—

પ્રમુખ—લેનિન.
ગૃહમંત્રી—રાયકોવ.
ખેતીવાડી ખાતાનો પ્રધાન—મિલિઉતિન.
મજૂર વિભાગ—શ્લિયાપનિકોવ
લશ્કર અને નૌકાખાતું—ત્રણ જણાની કમિટિ.
વેપાર ઉદ્યોગ—નૉગિન.
કેળવણી—લુનાટ ચારસકિ.
અર્થ વિભાગ—સ્ટેપાનવ.
પરદેશ ખાતું—ટ્રોટસ્કી.
ન્યાયખાતું—લોમવ.
સરંજામ ખાતું—તિઓદરોવિચ્.
પોસ્ટ અને ટેલિગ્રાફ—એવિલોવ.
જાતિસમૂહનો પ્રમુખ—સ્ટેલિન.
રેલ્વે—પછીથી નીમવામા આવશે.

સભાગૃહ અગીનોથી ઉભરાઈ ગયું છે. પ્રતિનિધિઓ પાસે બંદુકો છે, પહેરેગીરો પાસે બંદુકો છે. લશ્કરી સમિતિ બધાના હાથમા બંદુક આપે છે, કારણ કે કેરેન્સકી સાથે યુદ્ધ થવાનું નક્કી થઈ ગયું છે. પ્રતિનિધિઓમાના કોઈ ઘેર ગયા નથી. ઉલટા દરરોજ નવા નવા પ્રતિનિધિઓ આવતા જાય છે. સ્મલ્નીનું વાતાવરણ સિગારેટના ધૂમાડા, લોકોના શ્વાસોચ્છ્વાસ અને મેલા કપડા તથા પરસેવાની ગધથી ભરપૂર બની ગયું છે.

આતર્જાતિય મેનશેવિકોમાના જેઓ સભામા હાજર હતા તેમની તરફથી એવિલોવ નામનો એક પ્રતિનિધિ બોલતો હતો કે "આપણે ક્યા ધસડાઇએ છીએ ? જૂની સરકાર તો અતિ સહેલાઈથી તૂટી

પડી છે, કારણ કે તે લોકોને શાંતિ અને રોટલી આપી શકી નહોતી અને તેથી જ તેની પડતી ઝડપથી થઈ છે. આપણે આ કાર્ય પાર પાડી શકીશું ખરા ? દેશમાં અનાજ નથી. કોલસા મળવા મુશ્કેલ છે. ખેડુતોને જે જે યંત્રો જરૂરનાં છે તે પણ આપણે ભાગ્યે જ પુરાં પાડી શકીશું. અને શાંતિ ફેલાવવી એ પણ કંઇ સહેલું કામ નથી. આપણા પ્રતિનિધિઓ સાથે યુરોપની સરકારો તો વાતચીત કરવા પણ નાખુશ છે. આપણને તેઓ કોઇપણ જાતની મદદ આપશે નહિ. લંડન, પેરિસ કે બર્લિનમાં કોઇ આપણી સરકારને માન્ય રાખશે નહિ. બીજા દેશોની પ્રજા તરફથી પણ સહાય મળવી મુસ્કેલ છે. પરિણામ એ આવશે કે રશિયાનું લશ્કર હારશે; બીજાં રાજ્યો પોતપોતામાં સુલેહ કરશે અને રશિયાને તેમાંથી બાદ કરવામાં આવશે. કોઇપણ એક પક્ષને માટે બળવો ઉઠાવવાનું કામ અસંભવિત છે. બધા પક્ષોએ એકત્ર મળી કામ કરવાની જરૂર છે."

ભાષણની શરુઆતમા કોઇ કોઇ પ્રતિનિધિ વક્તાની મશ્કરી કરતા હતા છતા એવિલોવના ભાષણ પછી તેમાંના ઘણાખરાનાં વદન ચિંતાયુક્ત થઈ ગયાં. ખરેખર એકી સાથે કામ ન કરે તો રશિયાનું સત્યાનાશ નજીક હતું.

ત્યારબાદ કારેલિન બોલવા ઉઠયો. તે યુવક હતો, બીક કોને કહે છે એની તેને લેશ પણ ખબર નહોતી. બીજા પક્ષ તરફથી તે બોલ્યો, "અમે ચાલુ સરકાર સાથે કોઈપણ જાતનો સંબંધ રાખવા તૈયાર નથી. બોલશેવિકોના જૂલમો સામે હું વિરોધ ઉઠાવું છું. અમારા કમિશરોને હાંકી કાઢવામાં આવ્યા છે. ગઈ કાલથી અમારા પક્ષનાં વર્તમાનપત્રો બંધ પાડવામાં આવ્યા છે."

સભામાં ચંચળતા ફેલાઈ ગઈ.

ટ્રોટસ્કી માંચડા પર ચઢયો તેના ચહેરા પર તિરસ્કાર તરી

આવતો હતો. તેનો અવાજ સભાગૃહને ધમધમાવી રહ્યો. જનતા ઉત્સાહથી રેલાઈ રહી.

ટ્રોટસ્કી બોલ્યો, "આવા વિચારો કંઇ નવા નથી. બળવા પહેલાં તો ઘણા લોકોએ ભવિષ્ય ભાખ્યું હતું કે અમારો પરાજય નિશ્ચિત વસ્તુ છે. બધા અમારી વિરુદ્ધ હતા. તો પછી અમે જૂની સરકારને કઈ રીતે તોડી શક્યા? તેનો અર્થ એટલોજ કે અમારી સામેનો વિરોધ કંઇ બહુ નહોતો. ખરી વાત તો એ હતી કે જૂની સરકારના પક્ષમાં કોઈજ નહોતું.

"અત્યારે એકત્ર થઇ કામ કરવાની વાત થાય છે. અલબત! મજૂર, સૈનિકો અને ખેડુતોની સાથે એકત્ર થઈ કામ કરવાનું સંભવિત છે. પરંતુ જેઓએ પ્રજા વિરુદ્ધ કાવતરાં કર્યાં છે, તેઓની સાથે એકત્ર થઈ કામ કરવું શું સંભવિત છે? કોઇ પણ પક્ષ સાથે એકત્ર મળી કામ કરવાથી જ શકિત પેદા થાય એવું ઉેજ નહિ. અત્યાચારી કાવતરાંખોરો સાથે એકત્ર મળી કામજ થઇ શકે કઇ રીતે?

"અમે શું બીજા પક્ષો સાથે એકત્ર મળી કામ કરવાની ના પાડી છે? જે શુભ મુહૂર્તમાં અમારા હાથમાં સત્તા આવી પડી તેજ ક્ષણે તેઓ શત્રુના પક્ષમાં જઈ ભરાયા છે! આ તો લડાઈની જાહેરાત કરી કહેવાય. અને લડાઇની જાહેરાત કરનારા પણ તેઓજ છે, અમે નહિ.

"બંધુઓ, આપણી સમક્ષ બે માર્ગ ખુલ્લા છે; કાં તો રશિયાનો બળવો આખા યુરોપમાં બળવાના વિચારો ફેલાવશે અગર તો યુરોપી રાજ્યો રશિયાના બળવાનો કોળિયો કરી જશે."

સભામા ઉશ્કેરણી ફેલાઈ રહી આ વખતે રેલવે મજૂરોનો પ્રતિનિધિ કામેનિયેફ બોલ્યો, "અમારો સંઘ સર્વથી વધુ શક્તિમાન છે. છતા તમે અમને આમંત્રણ આપ્યું નથી. અમે બોલશેવિકોના કામને ટેકો નહિ આપીએ."

" અરે ભાઈ, તમને આમંત્રણ નથી આપ્યું તે તો જૂની કમિટિએ. "

" એ બધાં બહાનાં છે. અમે કોંગ્રેસને માનતા નથી. "

સભામાં સહેજ કંટાળાનો ભાવ જણાવા લાગ્યો.

કામેનિયેવે કહ્યું, " કોંગ્રેસ કાયદેસર છે, એમાં જરા પણ સંદેહને અવકાશ નથી. "

ત્યાર બાદ પ્રજાના પ્રતિનિધિઓના (People commissares) હાથમાં શાસનભાર સોંપવાની દરખાસ્ત પસાર થઈ. હવે નવી મહાસભા (Tsayee kah) ની ચુંટણી શરૂ થઈ.

૧૫ મિનિટમાં નવી મહાસભાની ગોઠવણ પુરી થઈ. ૧૦૦ સભાસદોમા ૭૦ બોલશેવિક મતના હતા. ટ્રોટસ્કીએ કહ્યું, " અમે બધા પક્ષના પ્રતિનિધિઓ લેવા તૈયાર છીએ. તેઓને માટે જગાઓ રાખવામાં આવી છે. "

અખિલ રશિયાની સોવિયેટ કોંગ્રેસની બીજી બેઠક પૂરી થઈ. પ્રતિનિધિઓ નવા સમાચાર લઈ દેશમાં પાછા ફર્યા. આજથી અખિલ રશિયાના તેઓ જ માલીક હતા.

## મિથ્યા પ્રચાર

૯મી નવેંબરને શુક્રવાર.

ડૅાન પ્રદેશમાંના કૉઝેક સૈનિકોના રાષ્ટ્રપતિ આતામાન કાલેડિને જાહેરનામું બહાર પાડયું કે બોલશેવિકો બળવાખોર છે. જ્યાં સુધી જૂની સરકાર ફરીથી કાયમ ન થાય ત્યા સુધી ડૅાન પ્રદેશની બધી સત્તા મારા હાથમાં રહેશે.

જુની સરકારના પ્રમુખ કેરેન્સ્કીએ જાહેરનામું બહાર પાડયું કે "હું રશિયાના બધા લશ્કરનો અધ્યક્ષ છું અને જૂની સરકારનો પ્રમુખ છું. જે સૈનિકો ભૂલથી શત્રુઓના પક્ષમાં ગયા હોય તેઓ જેમ બને તેમ જલદી કામપર ચઢી જાય એમ ફરમાવું છું.

"આ હુકમ બધી લશ્કરી ટુકડીઓ સમક્ષ વાંચવો."

કેરેન્સ્કીએ ઉત્તર યુદ્ધક્ષેત્રની લશ્કરી ટુકડીઓ પર તાર મોકલ્યો કે "ગેટસિના શહેર આપણા તાબામાં આવ્યું છે. ત્યાંના સૈનિકો આપણી મદદમાં આવ્યા છે. આખા લશ્કરે હવે કુચ કરવી જોઇએ.'

ખરી વાત એ હતી કે ગેટસિનાની બે લશ્કરી ટુકડીઓ બળવાની અવ્યવસ્થાને લીધે ધણીધોરી વિનાની થઈ આમતેમ ભટકતી હતી. અકસ્માત કૉઝેક સૈન્યે આવી તેઓને ઘેરી લીધી. પરંતુ સૈનિકો

કેરેન્સ્કીના પક્ષમા ભળ્યા નહોતા, ગેટસિના શહેર તેઓના તાબામા ગયું હતું.

લડાઈના મેદાનપર ગરબડનો પાર નહોતો. મોટા મોટા અમલદારો કેરેન્સ્કીના પક્ષમા હતા ત્યારે સૈનિકોનો મોટો ભાગ સોવિયેટની તરફેણમા હતો. ત્રીજો પક્ષ હજુ સદેહવશ હતો.

પેટ્રોગ્રેડનું રક્ષણ કરવા માટે લશ્કરી સમિતિએ મુરાવિયેવ નામના સેનાપતિને નીમ્યો આ મુરાવિયેવે થોડા માસ પહેલાં જુની સરકારને ઉપદેશ આપ્યો હતો કે " બોલશેવિમ તરફ દયા બતાવવી એ સારૂ નથી; તેઓને તો કચરી જ નાખો " ઘણા સખ્ત દિલના લોકો પણ જે તરફ સત્તા હોય તે તરફ ઢળી પડે છે

આ તરફ રેલવે કામદારો, ટેલિગ્રાફ અને પોસ્ટઓફિસ બોલશેવિકોનું કઈ પણ કામ કરવા તૈયાર નહોતી છેલ્લા છત્રીશ કલાકથી બહારના જગતથી તથા રશિયાના બીજા ભાગોથી પેટ્રોગ્રેડ છુટુ પડી ગયુ હતું તો પણ બોલશેવિકોના હાથમા સરકારી વાયરલેસ ટેલિગ્રાફ હતો અને બે એરોપ્લેનો પણ હતા એની મદદથી તેઓ જગતમા સમાચાર ફેલાવતા હતા

પરતુ રશિયાના ખુણેખુણામાં બળવાની ચિનગારીઓ ફેલાવા લાગી આકાશ ને વાયુમા થઈ પ્રચારના બીજો સર્વત્ર ફેલાઈ જવા લાગ્યા કીવ, કઝાન, સાઈબિરિયા, મોસ્કો વગેરે સ્થળોમા સોવિયેટ સભાઓ બધી કારભાર હાથમા લઈ બેઠી સર્વત્ર લશ્કરી સમિતિ ગોઠવાઈ ગઈ સર્વત્ર સૈનિકો અને મજૂરો સોવિયેટોને ટેકો આપવા લાગ્યા તે સાથે બધા શહેરોમા સામા પક્ષે રક્ષણ સમિતિ નીમી દીધી. બને પક્ષો વચ્ચે લડાઈની તૈયારીઓ થવા લાગી રશિયાના દરેક શહેરમા આતર્કલહ મચી રહ્યો જૂનું રશિયા મરણ પામ્યુ છે. સમાજ, રાજનીતિ, ધર્મ બધુ સળગી ખાખ થઈ નવુ રૂપ ધારણ કરે છે પુરાતન રશિયા અતઃસારશૂન્ય થઈ ખખડધજની પેઠે ઉભું

હતું; બોલ્શેવિકોએ તેને એક ધક્કા ભેગું તોડી પાડી ભાગી ભૂકો કરી નાખ્યું.

મૂઠીભર બોલ્શેવિકો આજે એકત્ર થઈ યુદ્ધ કરે છે. શત્રુપક્ષ લશ્કરી સમિતિને પીસી નાખવાના પ્રયત્નો કરે છે. પરંતુ મુઠીભર લોકની શ્રદ્ધા અને દુર્જય સાહસ છેવટે જીતે છે.સવારના પાંચ વાગે લાલ પલટણે મ્યુનિસિપલ છાપખાનું ઘેરી લઈ હજારો જાહેરનામાં જપ્ત કર્યાં. મ્યુનિસિપલ ડુમા તરફથી પ્રસિદ્ધ થતું વર્તમાનપત્ર બંધ પાડવામા આવ્યું. જૂની મહાસભાનું "ગોલસ સોલદાતા" નામનું વર્તમાનપત્ર નામ બદલી "સોલદાતસકિ ગોલસ" નું નામ ધારણ કરી બહાર પડયું. એમાં લખવામાં આવ્યું હતું કે બોલશેવિકોએ એક રાતમા બધા વર્તમાનપત્રો બંધ કરી દીધાં હતાં; પરંતુ દેશવાસીઓ ખરી હકીકત જાણવાના જ છે. બોલ્શેવિક મિત્રો, થોભો તમને હમણા જ મજા બતાવીએ છીએ."

બપોર પછી થોડી વારે જણાયું કે મ્યુનિસિપલ ડુમાની ઓફિસ આગે ખૂબ ભીડ થઈ રહી છે. લાલ પલટણ અને નાવિકોના ટોળા હાથમા બંદૂક લઈ ઉભાં છે. થોડે દૂર લગભગ એક સો કારકુનો, વિદ્યાર્થીઓ અને દુકાનદારો ઉભા ઉભા તેઓને છરા બતાવે છે અને ગાળો દે છે કોઈ કોઈ ભીષણ ચિત્કાર કરી કહે છે કે, "વિશ્વાસઘાતીઓ, તમે અમારાં વર્તમાનપત્રો બંધ કરી દીધાં છે ! મારો બેટાઓને..."

અમલદારોના અને મધ્યમ વર્ગના ટોળાને જણાવે છે કે " ખૂની બોલશેવિકોને હવે ખબર પડી કે કુમા હજુ શક્તિશાળી છે, હવે સમાધાનીને વાર નથી આખુ રશિયા આપણી તરફ છે "

અલેકઝાંડર હોલમા રક્ષણ સમિતિની એક મોટી સભા મળી છે ફિલિપવસકિ પ્રમુખ છે સ્કવિનિયેવ સભાને જણાવે છે કે લોકોના ટોળે ટોળા આપણી તરફેણમા આવતા જાય છે સભામા વાદવિવાદ ચાલતો હતો કોઈ કહેતુ હતુ કે " બોનશેવિકોએ રશિયા પ્રત્યે વિશ્વાસઘાત કર્યો છે, તેઓ આતર્કલહ મચાવી જર્મનોને આવવાનો રસ્તો મોકળો કરે છે બોનશેવિકોને તો પૂરા કરવા જ જોઈએ "

વાત ચાલી કે જો કોનેડિન પેટ્રોગ્રેડ પર હુમલો કરે તો શુ કરી ? કોઈ કોઈ કહેવા લાગ્યા કે અમે પેટ્રોગ્રેડનો બચાવ કરીશુ પરતુ બોલશેવિકોને મદદ કરીશુ નહિ કોઈ વળી કહેવા લાગ્યુ કે કેરેન્સ્કી આવે છે, તે આવશે એટલે બધુ થાળે પડી જશે

ફટાક કરતો બહાર અવાજ થયો માલમ પડયુ કે જનતાથી ઉશ્કેરાઈ એક લાલ પલટણના સૈનિકે ગોળીબાર કર્યો છે એક નાની બાલિકાના હાથમા જખમ થયો છે જનતા બહુજ ઉશ્કેરાઈ ગઈ એકાએક એક બખતરવાળી ગાડી આવી પહોચી ગાડીમાથી બદુકોની નાળો બહાર દેખાતા જ જનતા ચોમેર નાઠી નાસતા નાસતા કોઈ પડી ગયા, કોઈ કચડાઈ ગયા ચોમેર શોરબકોર મચ્યો. બધા આપ આપકી સમાલિયો કરતા નાઠા ગાડી થોડી વાર થોભી ચાલી ગઈ જેઓ પડી ગયા હતા તેઓ આમતેમ જોતા લુગડા ખખેરતા ખખેરતા ઉઠી ચાલ્યા ગયા

અદર પણ ગડબડાટ ચાલુ હતો કોઈએ ખબર આપી કે મ્યુનિસિપલ ગૃહને લાલ પલટણ ઘેરી વળી છે તેઓ વૃદ્ધ મેયરને પકડવા માગે છે બરાબર આજ વખતે વૃદ્ધ મેયર પોતાના ઓર-

ડામાથી બહાર આવ્યો, બૂમ પાડી બોલ્યો, " અત્યારે ડુમાની ખાસ બેઠક બોલાવવાની છે."

" બિના શી છે!"

" કોણ જાણે એ તો! તેઓ મને ગિરફતાર કરવા આવ્યા છે. ડુમાને તોડી પાડવા માગે છે. દરવાજા પર આપણા સભાસદોને ગિરફતાર કરે છે."

સભાગૃહમા માણસ તો માતું નથી. આટલી બધી ઉદ્ધતાઈ! તેઓ શુ ડુમાં તોડી પાડવા માગે છે' ભાષણો પર ભાષણો ચાલે છે. હોકારાહોકારનો પાર નથી. પ્રજાએ ચુંટી કાઢેલી ડુમા એમ નહિ ડરે. આવા જૂલ્મી, વિશ્વાસઘાતી અને જર્મનોના છુપા જાસુસોથી શુ ડરવું! તેઓ જોરજૂલમથી ભલે સભાસદોનાં મુડદાપર થઈ ચાલ્યા જાય, તો પણ ડુમાના સ્વતંત્ર પ્રતિનિધિઓ પાછા હઠશે નહિ.

દરખાસ્તો પર દરખાસ્તો પસાર થવા લાગી. ૧ લી દરખાસ્તઃ રાશયાની બધી ડુમાઓને સમાચાર આપવા. ૨ જી દરખાસ્તઃ લશ્કરી સમિતિ સાથે કોઈ પણ જાતની વાટાઘાટ ચલાવવી નહિ. ૩ જી દરખાસ્ત' પેટ્રોગ્રેડની પ્રજા પ્રત્યે અરજ ગુજારવી; તેઓ શું તેમના ચુંટેલા પ્રતિનિધિઓનું રક્ષણ નહિ કરે? ૪ થી દરખાસ્તઃ ડુમાની બેઠક રાત દહાડો ચાલ્યા કરશે, ઈત્યાદિ ઇત્યાદિ.

મોમા ચિરુટવાળા એક મધ્યમ વર્ગના માણસે પૂછ્યુ, "ઓ ભાઈ, તમે વળી કોણ છો?'

"બારમી પલટણ, યુદ્ધના મેદાન પરથી આવીએ છીએ શયતાન મધ્યમ વર્ગની વિરુદ્ધ સોવિયેટોને મદદ કરવા આવ્યા છીએ" હુકાર થયો, "અરે, આતો બોલશેવિક મોઝેકો, બોલશેવિક ગુડાઓનુ ટોળુ છે"

બ્રન્નેવિકિ સૈન્યદળ કોઈ પણુ બાજુએ ભળવાનું નક્કી કરી શકતુ નહોતુ એ સૈન્ય હથિયારબધ બખ્તરિયા ગાડીઓનુ બનેલુ હતુ એ સૈન્ય જે પક્ષમા ભળે તે પક્ષનો જય નિશ્ચિત થાય તેમ હતુ અત્યાર સુધીની તેની વનણુ તટસ્થ રહેના તરફ હતી કોઈ પણુ બાજુમા ન ભળવુ એ તેનો નિશ્ચય હતો

લગભગ બે હજાર બ્રનેવિકિ સૈન્યની સભા બેઠી છે ગઇ સાનની બ્રન્નેવિકિ મહાસભાની સમેલનીનો પ્રમુખ ખાજુોવ ભાષણુ કરે છે "રશિયાના સૈનિકો તેના બધુઓની છાતીમા ગોળી મારે છે આપણે સૈનિકો છીએ, આપણે રાજદ્વારી ઝઘડામા પડવાનુ કઈ કારણુ નથી જૂની સરકાર ખરેખરી પ્રજાતાત્રિક સરકાર હતી એમ તો હુ કહી શકતો નથી પરતુ આપણુને એક એવી સરકાર જોઇએ છીએ કે જેના તાબામા આતર્કલહ નાશ પામે.' ભાષણુ સાંભળવામા ખોટુ લાગતુ નહોતુ સભામા તાળીઓના ગડગડાટ વચ્ચે તેને વધાવી લેવામા આવ્યુ

એક સૈનિક માચડા પર ચઢી કહેવા લાગ્યો, "બધુઓ, હુ રુમાનિયાના લડાઈના મેદાન પરથી આવુ છુ આપણુને શાતિ જોઈએ છીએ જે આપણુને શાતિ આપશે તેના પક્ષનુ આપણે સમર્થન કરીશુ આપણે હવે લડાઈથી કટાળ્યા છીએ ' વક્તા કૂદકો મારી નીચે આવ્યો તરતજ એક મેનશવિક વક્તા બોલ્યો ' જ્યા સુધી આપણે જીતીએ નહિ ત્યા સુધી લડાઈ ચલાવ્યેજ છૂટકો

"અરે, તમે તો કેરેન્સ્કીની માફકજ કહેવા માડ્યુ." સભામા નાના પ્રકારના અભિપ્રાયો પ્રગટ થવા લાગ્યા.

એક બોલશેવિક ભાષણ કરવા લાગ્યો. જનતા તેનો અક્ષર પણ સાભળવા ઇચ્છતી નહોતી. તેના કાન પર તો ખાજુનોવના શબ્દો ગાજતા હતા ખરેખર, આ ઝઘડામા ન પડવુ એજ સારું છે. લોકો કહેવા લાગ્યા, "અરે, થોભ થોભ, અમો તો ખાજુનોવનુ કહેવુ માન્ય રાખીએ છીએ."

બરાબર આ વખતે સભામા કોલાહલ થવા લાગ્યો. બધા એક બીજાને પૂછવા લાગ્યા કે "અરે ભાઈ, બિના શી છે!" એક સૈનિકે કહ્યુ, "કોમરેડો, કોમરેડ ક્રિલેંકો અહીં આવી પહોચ્યા છે, તે આપણને કંઈક કહેવા માગે છે" તરતજ કેટલાક કહેવા લાગ્યા, "ખસો, ખસો, જગા કરો" કોઈ વળી કહેવા લાગ્યા, "એની વાત સાભળવાની જરૂર નથી. ભારે મોટો માણસ થઈ આવ્યો છે તે!"

ક્રીલેંકો ભારે થાકેલો જણાતો હતો તે કેટલાક સૈનિકોની મદદથી ઊચે ચઢયો અને ધીરે ધીરે બોલવા લાગ્યો, "સૈનિક બધુઓ, દીલગીરીની વાત એટલીજ છે કે હું મારુ કથન બરાબર રીતે કહી શકીશ નહિ. છેલ્લી ચાર રાત હુ ઊઘ્યો નથી. હુ પણ સૈનિક છુ. હૂં પણ શાંતિ ચાહું છુ; બોલશેવિકો પણ શાંતિ ઇચ્છે છે. આપ લોકોની મદદથી જે ખેડુત અને મજૂર સરકાર સ્થપાઈ છે તેણે લડાઈ બધ પાડવાની દરખાસ્ત પસાર કરી છે. આજે તમને તટસ્થ રહેવાનું કહેવામા આવે છે. પરતુ વિરોધી પક્ષના સૈનિકો આપણા રસ્તા પર ગોળીબાર કરે છે અને પેટ્રોગ્રેડમા કેરેન્સ્કીને પાછો લાવવાના કાવતરા કરે છે, આ તરફ્ કોર્નિલોવ વગેરે શહેર કબજે કરવાની તૈયારી કરે છે

મેનશેવિકો અને બીજા નરમ પથીઓ છે, તેઓ કહે છે કે અમારો માર્ગ સાચો છે બીજી બાજુએ મજૂરો, સૈનિકો, નાવિકો અને ગરીબ ખેડુતો છે તમે જે ખેડુત, મજૂર ને સૈનિકોની સરકાર સ્થાપી છે તેને શુ તોડી પડવા દેશો ? આખુ રશિયા આજે તમારુ છે, તે પાછુ આપી દેશો ? "

આટલુ કહેતા કહેતા ક્રીલેંકો થાકી ગયો તેને મદદ કરવા માટે પચાસ સૈનિકો આગળ ધસી આવ્યા

ખાજીનોવ ફરીથી બોલવા ઉભો થયો, પરતુ શ્રોતાઓ " વોટ, વોટ " કરતા બરાડા પાડવા લાગ્યા દરખાસ્ત પર મત લેવામા આવ્યા લગભગ બધા મતો બોલશેવિકોને મદદ કરવા તરફ પડ્યા.

સ્મનતી મહેલમા નવી કાઉન્સિલ સુપ બેઠી નહોતી. તેના પહેલા હુકમો છાપવા માટે છાપખાનામા આપવામા આવ્યા છે. હજારો હેન્ડબિલો છપાની તે શહેરના રસ્તે રસ્તે વહેચવામા આવે છે અને પ્રત્યેક રેલવે ટ્રેનમા ગામડામા મોકલવામા આવે છે

હુકમમા લખ્યુ હતુ કે બારમી નવેબરે સ્થાયી મહાસભાની ચુટણી થશે, બધા મધ્યસ્થ સ્થળોએથી પ્રતિનિધિઓ મોકલવાની વિનતિ કરવામા આવી હતી લડાઈના મેદાન પરની સૈનિકસમિતિઓ ઉપર પણ ખબર ગઈ હતી કે " પ્રતિનિધિ મોકલો "

આ તરફ ડુમાની બેઠક ચાલુ હતી વક્તાઓની હારમાળા બોલશેવિકોની નિંદા કરે છે વચ્ચે વચ્ચે ખબરપત્રીઓ નાના સ્થળોની બાતમી લાવી આપે છે સમાજવાદી મત્રીઓને છોડી દેવામા આવ્યા છે કેરેન્સકી આગળ વધે છે આ દરમિયાન સ્મલની મહેલમાથી એક નવો હુકમ બહાર પડ્યો છે કે ખોરાક પુરો પાડવા સબધમા ડુમાને ખાસ સત્તા આપવામા આવી છે

છેલ્લા સમાચારથી ડુમાના સભાસદો ગાડાતુર બની ગયા લેનિન, ગુડાઓનો સરદાર લેનિન, મ્યુનિસિપાલિટિની બધી સત્તા છીનવી

થયા. સારબ્માદ, ડુમાએ એક બીજી કમિટિ નીમી. આ કમિટિ કેરેન્સકીની મુલાકાત લઈ તેને વિનંતિ કરે કે તમારે શહેરમાં પેસી સોહી રેડવાનો પ્રયત્ન ન કરવો.

પહેલી સમિતિ પિટરપોલના કિલ્લામાં આવી પહોંચી. આ તેજ પિટરપોલનો કિલ્લો હતો કે જ્યાં રશિયાના અસંખ્ય વીર સ્વદેશ પ્રેમીઓના છેલ્લા નિશ્વાસ વાયુ સાથે ભળી ગયા હતા. એના પત્થરે પત્થરમાં કેટલાય દેશભક્તોની સ્મૃતિ અંકિત થઈ રહી હતી.

કિલ્લો જનમાનવહીન લાગતો હતો. સમિતિના સભાસદો એક નાવિક પહેરેગીરની મદદથી સેનાધ્યક્ષને ઘેર પહોંચ્યા. ત્યાં ૭ સાત લાલ પલટણના સૈનિકોએ તેનો સત્કાર કર્યો. ચા પાણી લેવાની વિનંતિ કરી.

લીધા પછી આજે શુ દયા બતાવવા નીકળ્યો છે. પ્રજાએ ચુંટી કાઢેલી ડુમા, તેના અધિકારમા હાથ નાખવાની શુ તેની હિમત ચાલે છે!

ખોરાક પુરા પાડવાની સમિતિનો એક સભાસદ કહે છે, "ખોરાકીની સ્થિતિ સારી નથી અનાજ તો બીલકુલ નથી." નક્કી કરવામા આવ્યુ કે ખોરાકીની ટ્રેન એકદમ મગાવવા માટે માણસો મોકલવા.

એક બીજા સભાસદે જણાવ્યુ કે સૈનિકો ઉશ્કેરાયા છે. નીવાની ટોર્પીડો મનવારના નાવિકો બોલશેવિકો સાથે ભળ્યા છે. આ પરથી સાત સભાસદો પ્રચારકાર્ય માટે નીમવામા આવ્યા.

ત્યારબાદ વૃદ્ધ મેયર માચડા પર ચડયો. "બંધુઓ અને નાગરિકો, હમણુા જ ખબર મળી છે કે પિટરપોલમા જે બદીવાનો રાખવામા આવ્યા છે તેમના પર અમાનુષિક અત્યાચારો ગુજારવામા આવે છે. એક બદીવાન તો ગાડો બની ગયો છે. બદીવાન મંત્રીઓને તો કદાચ જીવતા સળગાવી મૂકવામા આવશે "

સભામાના લોકો ઉશ્કેરાઈ ગયા. ડુમાની એક સ્ત્રી સભાસદ ભાષણ કરવા ઉભી થઈ. ચોમેર ગાળોના વરસાદ વરસવા લાગ્યા. છતા તે તરફ ધ્યાન આપતા તે બોલવા લાગી, "આ બધી જૂઠી વાત છે. આપ સર્વને ગાડાતૂર બનાવી દેવા માટે જ આવા પ્રયત્નો થાય છે. મજૂર અને ખેડુતોની સરકારે દેહાતદડની શિક્ષા કાઢી નાખી છે. આવા જૂલ્મો એ સરકાર કદી કરે નહિ. આવા બનાવોની સત્યતા માટે બરાબર તપાસ કરવી જોઈએ જો આમા કંઈક સત્યતા હશે તો પણ સરકાર એવો જૂલમ ગુજારનારને સખત શિક્ષા કરશે "

બધા પક્ષોના પ્રતિનિધિઓની એક તપાસ સમિતિ નીમવામા આવી. એ સમિતિના સભાસદો તરત જ પિટરપોલ તરફ રવાના

થયા. ત્યારબાદ ડ્યુમાએ એક બીજી કમિટિ નીમી. આ કમિટિ કેરેન્સ્કીની મુલાકાત લઈ તેને વિનંતિ કરે કે તમારે શહેરમાં પેસી લોહી રેડવાનો પ્રયત્ન ન કરવો.

પહેલી સમિતિ પિટરપોલના કિલ્લામાં આવી પહોચી. આ તેજ પિટરપોલનો, કિલ્લો હતો કે જ્યા રશિયાના, અસંખ્ય વીર સ્વદેશ પ્રેમીઓના છેલ્લા નિશ્વાસ વાયુ સાથે ભળી ગયા હતા. એના પથરે પથ્થરમા કેટલાય દેશભક્તોની સ્મૃતિ અંકિત થઈ રહી હતી.

કિલ્લો જનમાનવહીન લાગતો હતો. સમિતિના સભાસદો એક નાવિક પહેરેગીરની મદદથી સેનાધ્યક્ષને ઘેર પહોચ્યા. ત્યાં ૭ સાત લાલ પલટણના સૈનિકોએ તેનો સત્કાર કર્યો. ચા પાણી લેવાની વિનંતિ કરી.

સેનાધ્યક્ષ ઘેર નહોતો. તે એક બીજા પ્રતિનિધિઓના ટોળા સાથે વાતચીત કરતો હતો. તેઓએ પણ સાંભળ્યું હતું કે કિલ્લામાં બંદીવાનોનાં ખૂન કરવામાં આવે છે. ઓરડાના ખુણામાં એક માણસ બેઠો હતો. તેને કેદ કરી આણવામા આવ્યો હતો. એ એક મંત્રી હતો. એક નાવિકે કહ્યુ, "આને કેમ પકડી આણ્યો છે ! છોડી મૂક."

જે સૈનિક તેને પકડી લાવ્યો હતો તેણે કહ્યું, "ભાઈ, સેનાધ્યક્ષને પૂછવા તો દે !"

"દરેક બાબતમા સેનાધ્યક્ષ ! જો એમ ચાલે તો પછી બળવો કર્યો ન કર્યો બરાબર !"

સૈનિકોની વાતચીતો ચાલતી હતી. એક જણ ઓરલ્લોવ જિલ્લામાં બોલશેવિકોને કેવી રીતે વિજય મળ્યો તેનું વૃત્તાંત કહેતો હતો. "અરે ભાઈ, અમારી પાસે તો તોપેય નહોતી. એકાએક યાદ આવ્યું કે ડ્યુમાની ઓફિસના મકાનમા તોપ છે. ત્રણ જણ તે લેવા ચાલ્યા; ત્યારે ડ્યુમાની સભા ચાલતી હતી. બાર સભાસદો

અમને જોઈ રહ્યા. અમે તો સીધા જઈ તોપ કબજે કરી ખાધ પર મૂકી રવાના થયા. કોઈ પણ પ્રકારની બોલાચાલી થઈ જ નહિ; એ બિચારા આંખો ફાડી જોતા જ રહ્યા. '

ખડખડાટ હાસ્યતરંગથી વાતાવરણ કંપી ઉઠયું.

એક બીજા માણસે કહ્યું, " ભાઈ, જૂના · સરકારી મહેલ ( Winter Palace ) કબજે કરવાનો ઇતિહાસ જાણે છે કે ? રાતના અગિયાર વાગ્યા હતા ! નીવા નદીને તીરે પહેરેગીરો જણાતા નહોતા. અમે નાની નાની ટોળીઓમાં વહેંચાઈ તે તરફનો દરવાજો તોડી સીડી ઉપર ચઢયા. મહેલમા શોરબકોર મચ્યો. મહેલના રક્ષક સૈનિકોએ અમારી બંદુકો ખુંચવી લીધી. પરંતુ એ દરમિયાન અમારી ટોળીના માણસો હારબંધ ઉપર આવવા લાગ્યા. ;છેવટે આપણી જ જીત થઈ. "

એકાએક બધા બોલતા બંધ પડયા. સેનાધ્યક્ષ આવ્યો. તેની ઉંમર નાની હતી. હાથ પર પાટો બાંધ્યો હતો. અંદર આવતાં જ તેની નજર બંદીવાન ઉપર પડી. બંદીવાન કંઇક અરજ કરવા તૈયાર થયો. સેનાધ્યક્ષે કહ્યું, " સમજ્યો, આપની સમિતિના બીજા સભાસદોની સાથે આપે પણ અમને કામકાજ સમજાવવાની નાખુશી બતાવી હતી. છતા હું તમને અહીં બંદીવાન તરીકે રાખવા ખુશી નથી. આપ પધારો, ક્ષમા કરજો. " એમ કહી તેણે દરવાજો ઉઘાડી આપ્યો.

ત્યારબાદ એ સૈનિકોએ કહ્યું, " અમારા જેવો જ બંદીવાનોને ખોરાક આપવામા આવે છે. તેઓની સાથે આવી સારી વર્તણૂક ચલાવવાનું કારણ શું છે ? "

" બંધુઓ, આપણે વિપ્લવવાદી છીએ, લૂટારા નથી. " એમ કહી સેનાધ્યક્ષે કુમાના પ્રતિનિધિઓ તરફ જોયું. એક પ્રતિનિધિએ કહ્યું, " અમે બંદીવાનોની ખૂનરેજી 'સંબંધમા નાના પ્રકારની

અફવાઓ સાભળી છે. અમે શુ તેઓની એક વાર મુલાકાત ન લઇ શકીએ ? "

સેનાધ્યક્ષ અધીરાઈથી બોલ્યો, " ના, ના, હું તેઓને વારંવાર કંટાળો આપી શકું તેમ નથી હમણા જ તેઓને જગાડવાની મને ફરજ પડી હતી. ઘણાખરાને તો છોડી મૂકવામા આવ્યા છે. બાકીનાને આવતી કાલે છોડી મૂકવામા આવશે."

મેયરને કબૂલ કરવું પડયું કે અફવા તદ્દન ખોટી હતી

રાત્રિના બે પહોર વીતી ગયા છે. સ્મલ્નીના દીવાઓ ઝગઝગાટ કરતા બળી રહ્યા છે રસ્તાઓને ગલ્લીકુંચીઓ મધરાતના અધકારથી ઢકાઈ રહેલ છે. દીવા વગરની મોટરો દોડાદોડી કરે છે. કેરેન્સ્કી પેટ્રોગ્રેડ પર હલ્લો કરવા આવે છે. તેને અટકાવવા માટે અંધકારમા રસ્તા પર એક બોલ્શેવિક સૈન્યની પલટણ તૈયારી કરી રહી છે.

## મજૂરોની યુદ્ધની તૈયારી ∴ ∴ ..

દસમી નવેંબર ને શનિવાર—

લશ્કરી બળવા સમિતિએ હુકમ જાહેર કર્યો છે કે—

" નાગરિકો,

લશ્કરી સમિતિ જાહેર કરે છે કે આ સમિતિનો કોઈપણ હુકમ તોડનારને સખત સજા કરવામાં આવશે.

ચોરી, લૂંટફાટ, મારામારી કરનાર અપરાધીને સખત શિક્ષા કરવામાં આવશે.

જેઓ લૂંટફાટ કરશે અગર ગરબડને આશ્રય આપશે તેઓને નિર્દયતાપૂર્વક દાબી દેવામા આવશે."

શહેરમા ચું કે ચા જેટલો પણ શબ્દ થતો નથી. ચોરી, લૂંટફાટ એટલું જ નહિ પણ દારુડિયાના તોફાનો પણ બંધ પડી ગયા છે. રાત્રે બખતરિયા ગાડીઓ શેરીએ શેરીએ ફરતી રહે છે. રસ્તાને નાકે નાકે લશ્કર અને લાલ પલટણના સૈનિકો તાપણા કરી વાતચીત કરતા બેસે છે દિવસે ઠેકઠેકાણે વિદ્યાર્થીઓ, સૈનિકો ને મજૂરોના ટોળા એકત્ર થઈ તર્કવિતર્ક કરે છે.

રસ્તા પર મુસાફરો બોલતા ફરે છે કે

" ઓ ભાઈ, કોઝેકોનું લશ્કર આવે છે કે શું?"

" ના રે ! "

" તાજી ખબરો શી છે ? "

" તે તો ભાઈ, હું જાણતો નથી. કેરેન્સ્કી ક્યાં છે ? "

" લોકો તો કહે છે કે તે પેટ્રોગ્રેડની નજીક છે. અરે ભાઈ, પરંતુ મેં સાભળ્યું છે કે બોલશેવિકો નાસી ગયા છે એ શું ખરી વાત છે ? "

" લોકો કહે છે ! "......

દિવાલની હારમાળા નાના પ્રકારના જાહેરનામાથી બોલતી બની ગઈ છે. વર્તમાનપત્રો ચોમેર સમાચાર ફેલાવે છે. નિંદા, નિવેદન અને હુકમોની પરંપરા ચાલી છે.

ખેડુતોની સોવિયેટ મધ્યસ્થ કમિટિએ જાહેરનામું કાઢ્યું છે કે નવી સરકાર પોતાને ખેડુતોની પ્રતિનિધિ ગણાવે છે તે તદ્દન ખોટું છે.

સમાજવાદી વિપ્લવી સૈન્ય વિભાગ તરફથી ફતવો બહાર પડયો છે કે બોલશેવિકો ગાંડા થઈ ગયા છે, છાવણીમા ગડબડ મચી છે; બીજા બધા પક્ષોએ કોંગ્રેસનો ત્યાગ કર્યો છે, અત્યારે બોલશેવિકો એકલા છે. તેઓની વિરુદ્ધ સંઘબદ્ધ થવાને અમે બધા લોકોને વિનંતિ કરીએ છીએ.

" ડિયેલો નારોદા " નામના વર્તમાનપત્રમા લખ્યું હતું કે " બળવાનો અર્થ પ્રજાનું બંડ થાય છે પરંતુ આપણે આ વખતે શું જોઇએ છીએ ? લેનિન અને ટ્રોટસ્કી મૂઠીભર મૂર્ખાઓને છેતરે છે; અને તેઓ હુકમ ચલાવે છે. પરંતુ એ બધા હુકમો અને નિવેદનો સંગ્રહસ્થાનમા રાખી મૂકવામા આવશે. "

એક બીજા પત્રમાં લખ્યું હતું કે " નવી સરકારને કોઇ ગણકારશે નહિ બીજા દેશોમા તો તેનું સ્થાન જ નથી. "

મૂડીવાદી વર્તમાનપત્રો તો તે વખતે બંધ હતાં. "પ્રાવદા" પત્રમાં નવી મહાસભાની કાર્યવિવરણી પ્રગટ થઈ હતી. ૧. લેનિનનો છાપખાના સંબંધનો કાયદો; જે વર્તમાનપત્રો દંગા બખેડાની તરફેણ કરશે અગર ખોટી ખબરો છાપશે તેને બંધ પાડવામાં આવશે. ૨. ઘરભાડા સંબંધીનો કાયદો. ૩. મજૂરોની લશ્કરી ટુકડીઓ ઉભી કરવાની દરખાસ્ત.

મ્યુનિસિપલ ડુમાને સત્તા આપવામાં આવી કે તે ખાલી મકાનો કબજે કરી શકશે. તેને એમ પણ કહેવામાં આવ્યું કે તેમણે જેમ બને તેમ જલદી ખોરાકી પૂરી પાડવી.

આ તરફ ડુમામાં શોરબકોર થઈ રહ્યો છે. રક્ષણ સમિતિના સભાસદો સાથે વૃદ્ધ મેયરની ચર્ચા ચાલે છે. એક અમલદાર આવી ખબર આપે છે કે એરોપ્લેન પરથી કેરેન્સ્કીના હુકમો હજારો હેંડબિલોના રૂપમાં છપાવી ફેંકવામાં આવ્યા છે. કેરેન્સ્કીએ હુકમ આપ્યો છે કે જેઓ તેની તાબેદારી નહિ સ્વીકારે તેને ભયંકર સજા કરવામાં આવશે. સૈનિકોને હુકમ આપવામાં આવ્યો છે કે તેઓએ જેમ બને તેમ જલદી હથિયારો છોડી દેવાં. બધા ઉત્સુકતાપૂર્વક કેરેન્સ્કીનાં જાહેરનામાં જોવા લાગ્યા.

જૂની સરકારનો પ્રમુખ કેરેન્સ્કી પેટ્રોગ્રેડથી ૫ માઈલ દૂર આવી પહોંચ્યો છે. બીજે દિવસે સવારમાં કદાચ તે શહેરમાં પ્રવેશ કરશે.

શહેરના સૈનકોમાં ઉશ્કેરણી ફેલાઈ રહી. લોકો કહેવા લાગ્યા કે સનિકોનો મોટો ભાગ બોલશેવિકોને છોડી ગયો છે. ટ્રોટસ્કીએ પરદેશ ખાતાની ઓફિસમાં જઈ શાંતિ સંબંધની દરખાસ્તો બીજી ભાષાઓમાં ઉતારવા માટે કારકુનોને હુકમ આપ્યો હતો. પરંતુ છસો કારકુનોએ તરત જ રાજીનામાં રજુ કરી દીધાં છે. બેંકના

અમલદારો સ્મલ્નીથી મોકલાએલા કમિશરના 'તાબામાં કામ કરવા નાખુશ છે. કેટલાક ખાતાનું કામ તદ્દન બંધ છે. ઉંચા પગારની લાલચ આપવામાં આવી છતાં ટેલિફોનની કામદાર સ્ત્રીઓએ સોવિયેટ વડા મથક સાથે સન્દેશા જોડવાની ના પાડી છે.

ગામડાના સમાચારો પણ સગવડભર્યાં નહોતા. મોગ્લિવેવમાં પ્રજાએ બોલશેવિકો વિરુદ્ધ વિદ્રોહ જાહેર કર્યો હતો. કીવમા કોઝેકોએ બંડ ઉઠાવી બોલશેવિક આગેવાનોને કેદ કર્યાં હતા. તુગાથી સમાચાર આવ્યા હતા કે ત્રીશ હજાર સૈનિકોએ જૂની સરકાર સાથે સંબંધ બાંધ્યો છે.

સ્મલની મહેલમા તો પરાજયનું લક્ષણ જણાતું નહોતું. ઉલટું કામકાજ પૂરા વેગથી ચાલતું હતું. મૂડીવાદી વર્ત્તમાનપત્રોના ખબરપત્રીઓને મહેલમાથી હાંકી કાઢવામા આવ્યા હતા તેઓ બહાર ઉભા ઉભા બરાડા પાડતા હતા કે "કેવું અપમાન! અમને તેઓ જાસુસો કહે છે!"

સ્મલનીમાંથી જાહેરનામાં ઉપર જાહેરનામાં બહાર પડે છે. એક જાહેરનામામા લખવામાં આવ્યું હતું કે, "નાગરિકો, શત્રુઓ નાના પ્રકારની જૂઠી વાતો ફેલાવે છે. બધાં મધ્યમ વર્ગનાં છાપખાનાં કેરેન્સ્કીના પક્ષમા ભળી પાયા વગરની અફવાઓ ફેલાવે છે. એમની અફવાઓમાં વિશ્વાસ મૂકતા નહિ. કેરેન્સ્કીનો વિનાશ પાસે આવ્યો છે. મજૂર અને ખેડુતોના ગળામાં ફાંસીનું દોરડું નાખે એવી હિંમત કોઈનામા નથી કેરેન્સ્કીને ઉચિત શિક્ષા કરવામાં આવશે. પ્રજા પોતે તેનો ન્યાય ચુકવશે"

લશ્કરી સમિતિ સત્તર નંબરના ઓરડામાં ઓફિસ ખસેડી લાવી છે. દરવાજા પર લાલ પલટણનો પહેરો બેસી ગયો છે. અંદર મૂડીવાદી લોકોની ભીડ થઈ રહી છે. તેઓ શહેર છોડવાના પરવાના માગે છે. ચોમેરથી જુદી જુદી લશ્કરી ટુકડીઓના અભિનંદનના

તારો આવ્યા કરે છે. મોસ્કોથી જે સમાચાર આવ્યા છે તે પરથી ત્યાંની સ્થિતિ બરાબર સમજાતી નથી. સોવિયેટ સત્તાધારી હોવા છતાં ત્યાં વિરોધી પક્ષ સાથે લડાઈ મચી છે.

એ તરફથી જીતના સમાચાર મળ્યા કરે છે, છતાં પ્રજાનાં ચિત્ત ઊંચાં થઈ ગયાં છે. કેરેન્સ્કીની કોઝેક સેના ઝડપથી પેટ્રોગ્રેડ તરફ આવે છે. કોઈ કહે છે કે "કાલે આપણો બચાવ થવાનો નથી." બીજો કહે છે કે "આવતી કાલે કદાચ આપણે કાયમની નિદ્રામાં પોઢીશું!" ત્રીજો કહે છે કે "આપણી જીતની કંઈ આશા નથી. શત્રુઓનું સૈન્ય કેળવાએલું છે, ત્યારે આ તરફ અણઘડ પ્રજા સિવાય બીજું કંઈ નથી!"

લશ્કરી સમિતિએ હુકમ કાઢ્યો છે કે—

૧. લડાઈ માટે ખાઈઓ ખોદવા અને કાચી દિવાલો બાંધવા તથા કાંટાવાળા તાર નાખવા માટે પુષ્કળ મજૂરો જોઈએ છીએ.

૨. જરૂર પડશે તો કારખાનાં પણ બંધ પાડવાં પડશે.

૩. બની શકે ત્યાંથી કાપેલા કાંટાવાળા તાર એકત્ર કરવા.

૪. બની શકે તેટલાં હથિયારો એકત્ર કરવાં.

૫. બરાબર વ્યવસ્થા જાળવવી અને બળવાખોર સૈન્યને દરેક પ્રકારની મદદ કરવી.

કારખાનાઓમાં ઉન્મત્તની માફક બરાડા સંભળાય છે. વાતાવરણ ઉદ્યોગથી ભરપૂર બની ગયું છે. ઊદ્વેગનું નામ જણાતું નથી. હજારો મજૂરો–સ્ત્રીઓ અને પુરુષો સરકારને મદદ કરવા તત્પર બની ગયા છે. આજે "લાલ" વિપ્લવી પેટ્રોગ્રેડનો વિપદદિન હતો.

ગલીકુંચીમાથી મજૂરોના ટોળા મેલા પોશાક પહેરી, હાથમાં બંદૂક, લાઠી, કોદાળી, કાંટાવાળા તાર જે કંઈ મળે તે લઈ પૂરના પ્રવાહની જેમ બહાર ધસી જાય છે. બળવાખોર જનસંઘ, મજૂર અને ખેડુતોની સરકારનો બચાવ કરવા સામી છાતીએ ઉભો છે.

બળવાની તરફેણના સૈનિકોને તપાસવા માટે એક મોટર પર ચઢી લશ્કર અને નાવિક વિભાગના બે કમિશરો દોડયા જાય છે. રસ્તામા તેમને વિચાર આવ્યો કે કેટલે દૂર જવું પડશે અને કેટલા દિવસ બહાર ગાળવા પડશે તેનો કંઈ ધડો નથી; સાથે કંઈ પૈસો ટકો છે કે નહિ તે તો જોઈએ કમિશરો ખીસામા હાથ નાખે છે. ખીસ્સાં ખાલી છે. બીજા કોઈએ થોડા પૈસા મેળવી આપ્યા. રસ્તામાં જતાં જતા મોટરના પૈડાનું ટાયર ફાટયું. એક કમિશર બોલ્યો, "હવે શો ઉપાય ?"

"રસ્તા પરથી જતી કોઈ એક મોટર પકડવી પડશે." એક મોટર જતી જણાઈ. તે પર સૈનિકો બેઠા હતા. મોટર થોભાવવામાં આવી. લશ્કરી કમિશર એન્ટનોવે કહ્યુ આ મોટર અમને આપવી પડશે. એક સૈનિકે કહ્યું, "એમ નહિ બને, એમ મોટર નહિ આપીએ." કમિશરે કહ્યું, "તું જાણે છે કે અમે કોણ છીએ!" એમ કહી તેણે પોતાનો પરિચયપત્ર બતાવ્યો. પરંતુ પરિણામ સારૂં આવ્યું નહિ. સૈનિકોએ કહ્યુ. "તમે ગમે તે હો તેની અમને પરવા નથી. આ ગાડી પહેલા નંબરની પલટણની છે. અમે દારૂગોળો લઇ જઈએ છીએ; આ ગાડી તમને નહિ મળે." એ દરમિયાન એક ગાડીમાં એક જાડો અલમસ્ત અમીર જતો જણાયો. તેને નીચે ઉતારી ગાડી કબજે કરવામા આવી. બંને જણા પાછા પોતાને કામે ચાલ્યા.

લગભગ દશેક માઈલ દૂર ગયા ત્યા જણાયું કે કેટલાક મજૂરો ખાઈ ખોદી કોઝેક સૈન્યની રાહ જુએ છે.

કમિશરોએ પૂછ્યું, "બંધુઓ, બધું બરાબર છેને ?"

જવાબ મળ્યો, "બધુ બરાબર છે કોમરેડ. પરંતુ અમારી પાસે દારૂગોળો નથી."

"અરે સ્મલનીમા તેનો કયા તોટો છે! હું હુકમ લખી આપુ." એમ કહી ગજવામા હાથ નાખે છે, પણ પેન્સિલ કે કાગળનો

ટુકડો મળી આવતો નથી. એક ખબરપત્રી પાસેથી કાગળ પેન્સિલ માગી લઈ હુકમ લખી આપવામા આવ્યો.

પેટ્રોગ્રેડથી થોડે દૂર આવેલા ઝારસ્કોઇસેલોમા લાલ પલટણ પહેરો ભરે છે વસ્તીમાનો મોટો ભાગ તટસ્થ રહેલ છે. એક સ્થળે એકાદ બે સૈનિકોને ઘેરી વળી લોકો ધાંધલ મચાવી રહ્યા છે. એક વિદ્યાર્થી કહે છે "વાહ, તમે તો બીજાના હાથનાં પૂતળાં છો. ગુંડાઓના ટોળાના કહેવાથી તમે ભાઇઓ સામે હથિયારો પકડયા છે!"

એક સૈનિકે વિનયપૂર્વક જણાવ્યું કે "જુઓ ભાઈ, તમે સમજતા નથી. મૂળે તો બે વર્ગના લોકો માલમ પડે છે. સાધારણ પ્રજા અને મૂડીવાદી ધનવાનો અને..."

"અરે રાખ રાખ, તારી એ પોપટીઆ ભાષા! થોડાક શબ્દો શીખવવામા આવ્યા છે અને તે જ્યા ત્યા બરાડયા કરો છો. હું માર્કસના સમાજશાસ્ત્રનો અભ્યાસી છુ. હું સ્પષ્ટ કહું છુ કે તમે જર્મનોની તરફેણમા આ બધી અરાજકતા મચાવી રહ્યા છો."

સૈનિકના કપાળ પર પરસેવાના બિંદુઓ જણાવા લાગ્યા. તોપણ તેણે જવાબ આપ્યો, "હા, હા, આપ કેળવાએલા છો ને હું

તેવી વાતો એ કરે છે એટલુંજ અમે જાણીએ. મૂળે તો બે જાતના લોકો રશિયામાં ભરાયા છે, પ્રોલિટેરિયેટ જનસાધારણ અને મૂડીવાદી..."

"તું મોટો ગમેડો છે! તમે તો તે દિવસે પણ બળવાખોરોને ગોળીએ માર્યા છે! હું બે વરસથી આ શાસ્ત્ર ભણું છું. મારું નામ તો તેં નક્કી સાભળ્યું હશે!"

"નાજી સાહેબ! હું કંઈ ભણેલો આદમી નથી; આપ કદાચ મોટા વીરનર હશો!"

"હા, તેમજ છે. હું બોલશેવિકો વિરુદ્ધ છું. તેઓ સ્વતંત્ર રશિયાનું સત્યાનાશ વાળે છે, આનો શો જવાબ આપે છે?" સૈનિક માથું ખંજવાળતો બોલ્યો. "એનો હું શો જવાબ આપું! તોપણ મને લાગે છે કે આખા જગતમાં બે વર્ગના લોકો વસે છે. એક પ્રોલિટેરિયેટ અને બીજા મૂડીવાદી..."

"વળી પાછો તું તો કૂતરાની પેરે ભસવા લાગ્યો!"

સૈનિકે બોલવું ચાલુ રાખ્યું, "જી સાહેબ, બે વર્ગના લોકો, અને તેઓ એક બીજાના શત્રુ છે. તેઓ વચ્ચે મિત્રતા કદી થઈ શકે તેમ નથી."

આ તરફ પેટ્રોગ્રેડમા કોઇની આંખમા ઊંઘ નથી. વારછ રેલવે સ્ટેશનથી દૂર તોપોના અવાજ સંભળાતા હતા. ડુમાના સભાસદો એક છાવણીથી બીજી છાવણીમાં જઇ બોલશેવિકોની જૂલમકથા વર્ણવતા હતા. તેઓએ સ્ત્રીઓના સતીત્વનો નાશ કર્યો છે, સૈનિકોને મારી નાખ્યા છે અને ડુમાની ઓફિસ સામે એક બાઇને ગોળીથી વીંધી નાખી છે.

અલેકઝાંડર હોલમા રક્ષણ સમિતિની ખાસ બેઠક ચાલે છે. કોઇને ખાત્રી નહોતી કે કેરેન્સ્કી આટલો નજીક આવ્યો છે. છતાં લવે સ્ટેશન પર તેનો સત્કાર કરવા માટે એક સમિતિ નીમવામાં આવી.

એક જાહેરનામું પ્રગટ કરવામા આવ્યું.

ટુકડો મળી આવતો નથી. એક ખબરપત્રી પાસેથી કાગળ પેન્સિલ માગી લઈ હુકમ લખી આપવામા આવ્યો.

પેટ્રોગ્રેડથી થોડે દૂર આવેલા ઝારસ્કોઇમેયોમાં લાલ પલટણ પહેરો ભરે છે. વસ્તીમાનો મોટો ભાગ તટસ્થ રહેલ છે. એક સ્થળે એકાદ બે સૈનિકોને ઘેરી વળી લોકો ધાંધલ મચાવી રહ્યા છે. એક વિદ્યાર્થી કહે છે." વારૂ, તમે તો બીજાના હાથનાં પૂતળાં છો. ગુંડાઓનાં ટોળાંના કહેવાથી તમે ભાઇઓ સામે હથિયારો પકડયાં છે!"

એક સૈનિકે વિનયપૂર્વક જણાવ્યું કે "જુઓ ભાઈ, તમે સમજતા નથી. મૂળે તો બે વર્ગના લોકો માલમ પડે છે. સાધારણ પ્રજા અને મૂડીવાદી ધનવાનો. અમે..."

"અરે રાખ રાખ, તારી એ પોપટીઆ ભાષા! થોડાક શબ્દો શીખવવામા આવ્યા છે અને તે જ્યાં ત્યાં બરાડયા કરો છો. હું માર્કસના સમાજશાસ્ત્રનો અભ્યાસી છું. હું સ્પષ્ટ કહું છું કે તમે જર્મનોની તરફેણમાં આ બધી અરાજકતા મચાવી રહ્યા છો."

સૈનિકના કપાળ પર પરસેવાનાં બિંદુઓ જણાવા લાગ્યાં તોપણુ તેણે જવાબ આપ્યો, " હા, હા, આપ કેળવાએલા છો ને હું તો ગરીબ ખેડુત કહેવાઉં. તો પણ મને લાગે છે..."

વિદ્યાર્થી તિરસ્કારથી બોલ્યો, " તમે ખરેખર લેનિનને પ્રજાને ખરો ખેરખાહ માનો છો ?"

સૈનિકને જરા દીલગીરી થઈ. તેણે તરતજ જવાબ આપ્યો "બેલાશક."

વિદ્યાર્થી ગંભીર વદને બોલવા લાગ્યો, " સાંભળ, લેનિનને જર્મનિમા દેશનિકાલ કરવામાં આવ્યો હતો તે તો તું જાણે છે ને લેનિને અવસ્ય જર્મનિના પૈસા ખાધા છે."

આમ છતા સૈનિકે પોતાની વાત છોડી નહિ...

" જુઓ, અમે એવા ઊંડા પાણીમા ઉતરીએ નહિ. અમાર જેવા સીધા માણસો સમજી શકે તેવી ભાષામાં, અમને પસંદ પ

તેવી વાતો એ કરે છે એટલુંજ અમે જાણીએ મૂળે તો બે જાતના લોકો રશિયામા ભરાયા છે, પ્રોલિટેરિયેટ જનસાધારણ અને મૂડીવાદી.. "

"તુ મોટા ગધેડો છે' તમે તો તે દિવસે પણ બળવાખોરોને ગોળીએ માર્યા છે ! હું બે વરસથી આ શાસ્ત્ર ભણુ છુ મારૂ નામ તો તે નક્કી સાભળ્યુ હશે ! "

"નાજી સાહેબ ! હુ કઈ ભણેલો આદમી નથી, આપ કદાચ મોટા વીરનર હશો ! "

"હા, તેમજ છે હુ બોલ્શેવિકો વિરુદ્ધ છુ તેઓ સ્વતત્ર રશિયાનું સત્યાનાશ વાળે છે, આનો શો જવાબ આપે છે ?" સૈનિક માથુ ખજવાળતો બોલ્યો "એનો હુ શો જવાબ, આપુ ! તોપણ મને લાગે છે કે આખા જગતમા બે વર્ગના લોકો વસે છે એક પ્રોલિટેરિયેટ અને બીજા મૂડીવાદી .."

"વળી પાછો તું તો કૂતરાની પેરે ભસવા લાગ્યો ! "

સૈનિકે બોલવુ ચાલુ રાખ્યુ, "જી સાહેબ, બે વર્ગના લોકો અને તેઓ એક બીજાના શત્રુ છે તેઓ વચ્ચે મિત્રતા કદી થઈ શકે તેમ નથી "

આ તરફ પેટ્રોગ્રેડમા કોઇની આખમા ઊઘ નથી વારછ રેલવે સ્ટેશનથી દૂર તોપોના અવાજ સભળાતા હતા ડુમાના સભાસદો એક છાવણીથી બીજી છાવણીમા જઇ બોલશેવિકોની જૂલમકથા વર્ણવતા હતા તેઓએ સ્ત્રીઓના સતીત્વનો નાશ કર્યો છે, સૈનિકોને મારી નાખ્યા છે અને ડુમાની ઓફિસ સામે એક બાઇને ગોળીથી વીંધી નાખી છે

અલેકઝાડર હોલમા રક્ષણ સમિતિની ખાસ બેઠક ચાલે છે ઇને ખાત્રી નહોતી કે કેરેન્સ્કી આટલો નજીક આવ્યો છે છતા વર્વે સ્ટેશન પર તેનો સત્કાર કરવા માટે એક સમિતિ નીમવામા આવી એક જાહેરનામુ પ્રગટ કરવામા આવ્યુ.

## બળવાનાં વિરોધીઓનાં કારસ્તાન .˙. .˙.

બીજે દિવસે અગિયારમી નવેંબર અને રવિવારને રોજ કેરેન્સ્કી પોતાના કોઝેક સૈન્ય સાથે ઝારસ્કોઈ સેલોમાં આવી પહોંચ્યો. ત્યાં કોઈ ખાસ પ્રકારની ઝપાઝપી થઈ નહિ. છતાં કેરેન્સ્કીએ પોતે જ એક મોટી ભૂલ કરી. તેણે શહેરમાંની બધી પલટણોને હથિયારો સોંપી દેવાનો હુકમ કર્યો. પલટણોએ કહાવી મોકલ્યું કે અમે તટસ્થ રહીશું પરંતુ કેરેન્સ્કીએ હુકમ કર્યો કે દશ મિનિટમાં હથિયાર છોડો. સૈનિકો આ હુકમથી છંછેડાયા. શું આટલી બધી વાત છે! અત્યાર સુધી અમે સમિતિ દ્વારા સ્વાયત્ત શાસન ભોગવતા હતા; અને આજે આવો હુકમ માથે ચઢાવવો? નહિ, તેમ કદી નહિ બને. કોઝેક સેનાએ છાવણી પર ગોળી ચલાવી. પરિણામે જે પલટણો તટસ્થ હતી તે બોલ્શેવિકો સાથે ભળી ગઈ.

આ તરફ તોપોના ગડગડાટ વચ્ચે પેટ્રોગ્રેડમાં ઉષઃકાળ થયો; રસ્તા પર ટુકડીઓ ધમાધમ કરતી કુચ કરતી જાય છે. સવારના પહોરમાં કેરેન્સ્કીના પક્ષના સૈનિકોએ લશ્કરી હોટેલ અને ટેલિગ્રાફ એજન્સી તાબે કરી છે; પરંતુ લાલ પલટણના સૈનિકોએ લોહી રેડવાનું શરુ કર્યું હોવાથી એ કબજો લાંબી મુદત ટક્યો નહિ. પેટીઓ, ગુણીઓ, ટીનના ડબાઓના ઢગ પાછળ લાલપલટણ

ઘુંટણીઆ પર થઈ બેઠી છે. જે કોઈ આગળ વધે છે તેના પર ગોળીઓ ચલાવે છે; કેવળ લાલ ક્રોસના ચિહ્નવાળી ઈસ્પિતાલની ગાડીઓને જવા દેવામા આવે છે.

વિરોધી પક્ષ આવી ગાડીઓમા દારૂગોળો ભરી જુદે જુદે મથકે મોકલી લડાઇની તૈયારી કરવા લાગ્યો. પરંતુ તેની આ યુક્તિ લાંબો વખત ટકી નહિ. એવી ગાડીઓમાંની એક ઉપર ગોળી ચલાવતા જ માલમ પડ્યુ કે તેમા શત્રુ સૈન્ય બેઠું છે. શબોના ઢગલામા એક અંગ્રેજ અમલદાર પણ જોવામા આવ્યો. અંગ્રેજોની બે ચાર બખ્તરિયા ગાડી પણ શત્રુઓના હાથમા હતી. બીજા દેશના એલચીઓ કે જે પેટ્રોગ્રેડમાં હતા તેઓ તટસ્થ હતા; પરંતુ વ્યક્તિગત હિસાબે સેંકડો ફ્રેંચ અને અગ્રેજ સૈનિકો બોલશેવિકો વિરુદ્ધ લડવા આવ્યા હતા.

આખો દિવસ શહેરમા સર્વત્ર કેરેન્સ્કીના પક્ષના સૈનિકો સાથે લાલ પલટણને દંગો ચાલ્યો. તેનો અંત આવતો જણાતો નહોતો. બદુકોના ગડગડાટ, લોકોનો શોરબકોર, ઘવાએલાના બરાડા અને તે ઉપરાંત તોપોની ભયંકર ગર્જનાથી વાતાવરણ ગાજી રહ્યું હતું. ટેલિફોન કરતા યંત્રમા બંદૂકોના અવાજો સભળાતા હતા. સ્મલની સાથેનો ટેલિફોનનો સંબંધ કપાઈ ગયો હતો. આટલું બધું ધાંધલ મચ્યું હતું છતા શહેરમાં વિલાસનો પાર નહોતો. દુકાનો બંધ હોવા છતા વેપાર ચાલતો હતો. થિયેટરો બહારથી બત્તીઓ બુઝાવી અંદર અભિનય બતાવતાં હતા. જોનારાઓની ભીડ પણ કંઈ ઓછી નહોતી. રસ્તાઓ પર લોકોની અવરજવર જેમની તેમ થતી હતી.

સવારના સાત વાગ્યાને વખતે શત્રુપક્ષના એક મથકને ઘેરો ઘાલી તેમાંના સૈનિકોને લાલ પલટણ અને નાવિકોના લશ્કરે જણાવી દીધું કે જો વીસ મિનિટમા શરણ નહિ થાઓ તો ગોળીબાર કર-
ા આવશે. ઘેરાએલી યંકરસેનાએ શરણ થવાની ના પાડી

એટલે ગોળાઓનો વરસાદ વરસવો શરુ થયો. યંકર સૈનિકોએ ટેલિફોનથી કોઝેક છાવણીમા ખબર આપી કે "જલદી આવો, નહિ તો અમારો બચાવ થાય તેમ નથી." કોઝેકોએ જવાબ આપ્યો કે આવી શકાય તેમ નથી કારણ કે અમારી છાવણી સામે લાલ પલટણે બે તોપો ગોઠવી છે. બહાર નીકળ્યા કે મુઆ એવી સ્થિતિ થઈ પડી છે. યંકરોની પેવલવસ્ક શાળા પણ લાલ પલટણે ઘેરી લીધી હતી. બીજું યંકર સૈન્ય રસ્તા પરની લડાઈમા ગુંથાએલું હતુ.

આ તરફથી કેરેન્સ્કીએ ઝારસ્કોઈ સેલોથી ટેલિફોન કરી હુકમ આપ્યો કે "શત્રુઓ સાથે કોઈપણ પ્રકારની વાતચીત ચલાવતા નહિ."

સફેદ વાવટો ઉડાડી બે લાલ પલટણના સિપાઈઓએ હજુ શરણુ આવવાની તક આપી. પરંતુ તેના જવાબમા એ બન્નેને ગોળીઓથી વીંધી નાખવામા આવ્યા. આ તરફથી ઉપરથી ગોળાઓની ઝડી વરસતી હતી. લાલપલટણના શબોના ઢગ જામતા હતા. હવે સોવિયેટ સેના અતિશય ઉશ્કેરાઈ ગઈ. તેઓ મરણીઆ થઈ શત્રુઓના મકાન પર કૂદી પડયા. લાલ પલટણનું માથું ખૂનામરકીથી ગેપ થઈ ગયું હતું. સ્મલનીથી તેને ઠંડા રાખવા માટે કમિશર આવ્યો છે, પરંતુ કોણ કોનું સાભળે! શત્રુઓનું એક પણ માણસ બાકી રાખવુ નહિ એવો તેમણે નિશ્ચય કર્યો હતો. પરંતુ આ વખતે યંકર પક્ષ તરફથી સમાધાનીનો શ્વેત વાવટો જણાયો. તેમને અભયદાન આપવામા આવે તો તેઓ શરણુ થવા તૈયાર થયા. તેઓને અભયદાન આપવામા આવ્યું. પરંતુ નાવિક અને લાલ પલટણનાં ટોળા જ્યારે મકાનના દરવાજાના કમાડ તોડી અંદર પેઠા ત્યારે એ ઉન્મત્ત સેનાના હાથમાથી યંકરોને બચાવવાનું કામ મુશ્કેલ થઈ પડયું. પાચ યંકરો છરાના મારથી મરણ પામ્યા. બાકીના સિપાઈઓને નાની નાની ટુકડીઓમા વહેંચી જેમ તેમ બચાવી પિટરપોલના કેદખાનામા લઇ જવામા આવ્યા. રસ્તામા ઉશ્કેરાઈ ગએલી જનતાએ

આઠ જણના ખૂન કર્યાં. લાલ પલટણના સૌથી વધારે માણસો મરણ પામ્યા હતા.

એ કલાક પછી કુમાને સમાચાર મળ્યા કે વિજયી પલટણ ઈજનેરી શાળા કબજે કરવા રવાના થઈ છે. બીજી શાળાઓને પણ ઘેરો ઘાલવામા આવ્યો છે. સર્વત્ર ચંકરો શરણ થતા તેઓને પિટરપોલના કિલ્લામા લઈ જવામા આવે છે. સાજ સુધી ટેલિફોન ઓફિસ શત્રુઓના કબ્જામા હતી. પરંતુ સધ્યાકાળ પહેલા બોલ-શેવિકોની એક બખ્તરિયા ગાડી તેના દરવાજા આગળ આવી પહોચી. ટેલિફોન ઓફિસમા કામ કરતી બાળાઓ આમ તેમ નાસવા લાગી. ચકર સૈનિકોએ પોતાના પોશાક પરથી લશ્કરી ચિહ્નો કાઢી નાખ્યા ઘણાખરા બરાડા પાડવા લાગ્યા કે એ લોકો અમારૂ ખૂન કરશે કારણ કે અમે તેમને લોકો વિરુદ્ધ નહિ પડવાનું વચન આપ્યું હતુ એન્ટિનોવને તેઓએ ક્ષમા આપવાની વિનતિ કરી. તેમને ક્ષમા આપવામા આવી અને કોઈપણ જાતની અડચણ વિના પિટરપોલ લઈ જવામા આવ્યા. કેવળ જેઓ ભયના માર્યા અગાસી પરથી નાસી જવાનો પ્રયત્ન કરતા હતા તેઓને ઉશ્કેરાએલી જનતાએ ઉપરથી નીચે ફેંકી દીધા.

થાકી ગએલી છતાં વિજય પામેલી જનતા કલરવ કરતી મકાનમા પેઠી. અંદર અનેક સુદર બાલિકાઓ ભયથી દિગ્મૂઢ બની બેઠી હતી. સૈનિકો એને જોઈ વિચારમા પડી ગયા. છતા તેમાની એક પણ બાલિકાને નુકસાન કરવામા આવ્યું નહિ; એટલું જ નહિ પણ તેમના પ્રત્યે એક પણ અપમાનસૂચક શબ્દ વાપરવામા આવ્યો નહિ હવે બાલિકાઓમા સાહસ આવ્યું. તેઓ અંદરોઅંદર બબડવા લાગી કે "કેવા ગમાર જનાવર છે! અરેરે! દેશનું સત્યનાશ વળ્યુ!"

લશ્કરી સમિતિના કમિશર વિસનિયાકે બાળાઓને જણાવ્યુ

કે " જુઓ, તમને બહુ થોડો પગાર મળે છે. અમે તમને બમણો પગાર આપીશુ; તમે અમારું કામ કરો. તમે પણ અમારા જેવાં મજૂરો જ છો."

શું ! આ બધી ગૃહસ્થ ઘરની બાળાઓ મજૂરો ! વાત સાંભળી સુંદરીઓએ તિરસ્કારથી મો મચકોડયા; દશ ગણો પગાર આપે તો પણ તેઓ આ જનાવરો સાથે કામ કરવા તૈયાર નહિ થાય. કેવળ ૭ અનુભવી બાળાઓએ કામ કરવાનુ સ્વીકાર્યું; સ્વયંસેવકોની મદદથી તેઓ કોઈપણ રીતે કામ ચલાવવા લાગી. ઓરડે ઓરડે ટેલિફોનની ઘંટડીઓ વાગે છે. સ્વયંસેવકોમાના કોઈ કોઈ ભૂલો કરે છે અને બાળાઓની ગાળો ખાઈ હસે છે. કારખાનાના ઓરડે ઓરડે ભટકી આ ૭ બાળાઓ દેખરેખ રાખવા લાગી. સ્મલની સાથે ટેલિફોનનું જોડાણ થયું. શત્રુઓના કેટલાંક મથકો સાથેનો ટેલિફોન વ્યવહાર કાપી નાખવામા આવ્યો. આ સમાચાર મળતા જ ઓફિસની બહાર ગૃહસ્થ વર્ગના ટોળા એકઠા થવા લાગ્યા. તેઓ બહારથી બરાડા પાડી કહેવા લાગ્યા, " અરે શયતાનના બચ્ચાઓ, તમે ક્યા સુધી આ કામ કરવાના હતા ? હમણા જ કોઝેક સેના આવી પહોચશે અને તમને ભારે ગમત કરાવશે."

સંધ્યાકાળ થતો જતો હતો. ઠંડો વાયુ ફુંકાતો હતો. એક ખુલ્લી જગામા ઉભા રહી કેટલાક મજૂર, સૈનિક, દુકાનદાર અને કારકુન વર્ગના લોકો ચર્ચા ચલાવતા હતા. એક કહેતો હતો કે " પરંતુ લેનિન શાતિ સ્થાપવાની જે વાતો કરે છે, તેને જર્મનિ કબૂલ રાખશે ખરું ! "

એક યુવક સૈનિક ઉશ્કેરાઈ જઈ કહેવા લાગ્યો, " એમા વાક કોનો ? તમારા શયતાન કેરેન્સ્કીના વાંકથી બધું રદ બાતલ જવા બેઠું છે. ચુનામા જાય કેરેન્સ્કી અમારે કેરેન્સ્કી ! ન જોઈએ. અમારે તો લેનિન જોઈએ."

ડુમાની ઓફિસ બહાર એક અમલદાર દિવાલ પરથી કેટલીક જાહેરખબરો ફાડી નાખતો હતો. જાહેરખબરમા લખ્યું હતું કે "પેટ્રોગ્રેડના નાગરિકો, આવી વિપત્તિના સમયમાં તમારી સુંરેલી ડુમા તમારી વિરુદ્ધ કાવતરાં રચે છે. તેઓના કાર્ય માટે કોણ જવાબદાર છે ?"

દૂર વખતોવખત ગોળીઓના અવાજ સંભળાતા હતા. એ અવાજ ન સંભળાતા હોત તો એમ લાગત કે આખા દિવસની ઉશ્કેરણીને પરિણામે અત્યારે શહેર થાકી ગયું છે.

આ તરફ ડુમાના પ્રતિનિધિઓ વચ્ચે મતભેદ પડયો સમાચાર આવ્યા કે જેઓ કેરેન્સ્કીના સત્કાર માટે સ્ટેશને જતા હતા તેઓને ગિરફતાર કરવામા આવ્યા છે. રસ્તામાં બહાર જતાં દૂરથી તોપોના અવાજ સંભળાય છે, છતાં કેરેન્સ્કીનું તો નામનિશાન નથી.

માત્ર ત્રણ વર્તમાનપત્રો બહાર પડયાં છે. બધાએ એકત્ર સરકાર સ્થાપવાનો ઉપદેશ આપ્યો છે. અને લખ્યું છે કે "બધા પક્ષો એકત્ર થઈ કામ કરે એજ સારું છે."

આ તરફ સ્મલનીમા લશ્કરી બળવા સમિતિનું કામ જોસબંધ ચાલી રહ્યું છે. રક્ષણ સમિતિને ગેરકાયદેસર ઠરાવવામાં આવી છે. કલાકે કલાકે જાહેરનામાં બહાર પડે છે.

મોસ્કોથી સમાચાર આવ્યા છે કે પ્રખ્યાત ક્રેમલિન શેરી કોઝેકો અને યંકરોએ કબજે કરી છે. પરંતુ બીજાં બધાં સ્થાનો લાલ પલટણ અને મજૂરોના હાથમાં છે. રસ્તા પર ખંડ યુદ્ધ ચાલે છે. સોવિયેટના પક્ષમા દશ હજાર છાવણીમાંનું સૈન્ય અને કેટલીક લાલ પલટણો છે ત્યારે શત્રુપક્ષમાં બે હજાર શ્વેત પલટણ ( White Army )[1] અને અઢી હજાર કોઝેકો છે.

---

૧ બોલ્શેવિકો લાલ રંગને બળવાની નિશાની માને છે; તેઓ લાલ પલટણના નામથી પ્રસિદ્ધ છે અને તેઓના વિરોધીઓની ...... શ્વેત પલટણના નામથી ઓળખાય છે.

પેટ્રોગ્રેડ સોવિયેટની બેઠક ચાલે છે. કેટલાક સભાસદો સમાધાનીની વાતો કરે છે. તેના જવાબમાં ટ્રોટસ્કી કહે છે કે "અમે તો લોહી રેડયા વગર કામ પાર પાડવા ધાર્યું હતું પરંતુ જ્યારે લોહી રેડાયું છે ત્યારે હવે નિર્દય ભાવે લડાઈ મચાવ્યા સિવાય છુટકો નથી." એક સભાસદ નીતિના સંબંધમાં ચર્ચા કરવાની માગણી કરવામા લાગ્યો. ટ્રોટસ્કી ગર્જના કરી બોલ્યો, "સભામાં બેસી તર્ક અથવા ચર્ચા ચલાવી પ્રશ્નનો ઉકેલ આણવાના દિવસો પૂરા થયા છે. આજે રસ્તે રસ્તે હથિયારોની ચર્ચા ચાલે છે. આજે જે કંઈ બને છે તેને માટે આપણે બધા, ખાસ કરીને હું જવાબદારી માથે લઉં છું."

ટ્રોટસ્કી વારંવાર પોતાના કોમરેડોને ઉત્સાહ ચડાવતો હતો, કે "દુષ્ટ મૂડીવાદીઓ મજૂર, સૈન્ય અને ખેડુતોને હરાવવા માટે શયતાનો સાથે પણ સંબંધ જોડવા આનાકાની નહિ કરે......

બંધુઓ, તમે દારૂ પીશો નહિ. રાત્રે આઠ વાગ્યા પછી બહાર નીકળશો નહિ. જ્યાં જેટલો દારૂનો જથ્થો છે તેનો નાશ કરવો જ પડશે. કસાલોને સખત સજા કરવાની જરૂર છે."

લશ્કરી સમિતિએ વિબર્ગ અને પુટિલોવ સેનાના પ્રતિનિધિઓને બોલાવી મંગાવ્યા. તરતજ તેઓ સભાગૃહ છોડી ધમધમાટ કરતા લશ્કરી સમિતિની ઓફિસ તરફ દોડયા.

ટ્રોટસ્કી બોલતો હતો કે "તેઓ જો એક પણ બળવાખોરનો પ્રાણ લેશે તો અમે તેઓના પાંચ જણાને મારીશું."

આ તરફ કુમામાં પણ ભીડ જામી હતી. નીચેના ઓરડામાં સ્ત્રીપુરુષો ભળી હાહાકાર કરતા હતા. એક બોર્ડ પર ઘાયલ થએલાંનાં નામ લખવામાં આવ્યાં હતાં. પાછળથી જણાયું કે આ યાદીમાનો મોટો ભાગ તરકટી છે. બેંકર, જમીનદાર, જૂની સરકારના અમલદારો, સારા પોશાકમા સજ્જ થએલાં સ્ત્રીપુરુષોનાં

ટોળાં આવે છે ને ચાલ્યાં જાય છે. ઉપર ડુમાની બેઠક ચાલે છે. મેયર આશ્વાસન આપે છે કે પેટ્રોગ્રેડના સૈનિકો પોતાની વર્તણુકથી પોતેજ શરમાય છે અને પશ્ચાત્તાપ કરે છે.

લડાઈના મેદાન પર બોલશેવિકો ખાસ સવડ મેળવી શક્યા નહોતા. કેરેન્સ્કી સાથે કેળવાએલું લશ્કર હતું; પરંતુ લાલપલટણના લોકો અણઘડ હતા. તેઓમાં અમુક તરેહની શિસ્ત પણ નહોતી. રાતના દશ વાગ્યાને શુમારે શહેરની સૈન્ય વાહિનીની સભામાં લેનિને ભાષણ કર્યું. પરિણામે લોકોના ટોળેટોળા કેરેન્સ્કી વિરુદ્ધ લડવા તૈયાર થયા.

બારમી નવેંબર ને સોમવાર. પેટ્રોગ્રેડના દરવાજા બહાર એક વિશાળ ધૂમસથી ભરપૂર મેદાન પડ્યું છે. આખા રશિયાની નજર એ મેદાન તરફ ખેંચાઈ રહી છે. ત્યાં એક તરફ કેળવાએલું લશ્કર ઉભું રહેવાનું છે અને તેની સામે મજૂર, ખેડુતો અને લાલ પલટણનાં લશ્કરો મુકાબલો કરવા ઉભા રહેવાનાં છે. તેઓમાંનો મોટો ભાગ કોઈપણ જાતના લશ્કરી અનુભવો વગરનો છે. કેવળ આશા અને સાહસથી તેઓની છાતીઓ ભરપૂર છે. રશિયાના ખુણેખુણાથી સમાચાર આવે છે કે પ્રત્યેક શહેર અને ગામડામા લાલ અને સફેદ પલટણો વચ્ચે લડાઈ જામી છે. પરિણામ પેટ્રોગ્રેડ ઉપર આધાર રાખે છે. સમસ્ત દેશની લડાઈનું પરિણામ આજે આ ધૂમસવાળા મેદાન પર નક્કી થવાનું છે.

સ્મલની લગભગ જનશૂન્ય બની ગયો છે; ડુમામાં શોરબકોર મચી રહ્યો છે. વૃદ્ધ મેયર કહે છે કે "આપણે તટસ્થ છીએ; છતા આપણી વિરુદ્ધ બળવાખોરો ફરિયાદ કરે છે. દેશમાં કોઇ પણ કાયદેસર સત્તા રહી નથી. આવી સ્થિતિમાં કેવળ આપણેજ કાયદેસર શકિત તરીકે કામ કરી શકીએ. સામાન્ય પ્રજા આ વાત બરાબર સમજે છે. મ્યુનિસિપાલિટિની સત્તાના સંબંધમા કોઇ પણ જાતનો

સંદેહ હોઈ શકેજ નહિ. છતાં મજા એ છે કે આપણને બળવાના શત્રુઓ માનવામા આવે છે. આપણી ખોરાકી પુરી પાડવાની મોટરો છીનવી લેવામાં આવી છે. હવે જો શહેરમા દુકાળ પડે તો તેમા આપણો દોષ નથી ”

ડુમાનો એક બોલશેવિક સભાસદ બોલી ઉઠચો, “ મેયર કહે છે કે ડુમાના સભાસદો રાજનીતિની ચર્ચા કરતા નથી, પરંતુ હું તો ક્યારનો જોઇ રહ્યો છુ કે અહીં રાજનીતિ સિવાય બીજી કોઈ પણ જાતની વાતચીત થતી નથી. મેનશેવિક અને સામ્યવાદીઓ તો દરવાજા પર ગેરકાયદેસર પત્રિકાઓ વહેંચ્યા કરે છે. તેઓ જો પ્રજા સમક્ષ જાહેરનામા રજૂ કરે તો અમે એમ શા માટે ન કરી શકીએ ? ”

એક કેડેટ સભાસદે કહ્યું, “બોલશેવિકો રાજદ્રોહી છે. તેઓનો ડુમામાંથી બહિષ્કાર કરવો જોઈએ. ’

બોલશેવિક સભાસદો બરાડા પાડતા હતા. બહાર મૂડીવાદીઓનાં ટોળા એકત્ર મળ્યા હતા. કોઈ કહેતું હતું કે “ કેરેન્સ્કી નહિ આવે તો કોઇ સરકાર ચલાવી શકશે નહિ. મેં તો સાંભળ્યું છે કે તેઓ સ્મોલનીમાં અંદરોઅંદર લડી રહ્યા છે.”

પેટ્રોગ્રેડમાં સોવિયેટની બેઠક ચાલતી હતી. ટ્રોટસ્કી સમાચાર આપતો હતો કે, “ ક્રાસનોઈ સેલોમાં કોઝેકો પાછા હઠચા છે, પરંતુ પુલકોવોમા ભયંકર લડાઈ જામી છે. ત્યાં બની શકે તેટલું વધારે સૈન્ય મોકલવાની જરૂર છે. મોસ્કોના સમાચાર સારા નથી. મજૂરોના હાથમાં ત્યાં હથિયારોનો જથ્થો નથી એમજ કહી શકાય. પેટ્રોગ્રેડ ઉપર બધું આધાર રાખે છે. લડાઈના મેદાન પર શાંતિની સ્થાપના અને જમીન સંબંધીનાં જાહેરનામાએ સૈનિકોમા ખૂબ ઉત્સાહ ફેલાવ્યો છે. કેરેન્સ્કી ખાઈઓમાં ખોટી ખબરો મોકલે છે. તે કહે

છે કે બોલશેવિકોએ બાળકો અને સ્ત્રીઓમાં ખૂન કર્યા છે, પરંતુ કોઈ તેમના શબ્દોમા વિશ્વાસ રાખતું નથી."

એક માણસે કર્કશ અવાજે કહ્યું. "આપ સાહેબ લાલ પલટણ સાથે કેમ ગયા નહિ?"

ટ્રોટસ્કીએ ગર્જના કરી કહ્યું. "હું હમણાજ જાઉં છું," એમ કહી તે ભાષણ કરવાના માચડા પરથી કૂદકો મારી નીચે આવ્યો અને મોટરગાડીમાં જઇ બેઠો.

કામેનિયેવ લાર બાદ સમાધાની સંબંધમા બોલવા લાગ્યો. તે બોલ્યો, "હવે આપણે જીત્યા છીએ છતા તેઓ સત્તા છોડવાની વાત કરે છે. સૈનિકોને લડાઇ ચાલુ રાખવાની અને ખેડુતોને જમીનની વાતો ભૂલી જવાનું જણાવે છે" થોડી વાર માટે લેનિને હાજર થઈ જણાવ્યું કે "સમાજવાદીઓ જણાવે છે કે આપણે જમીન સંબંધમાં તેનો પ્રોગ્રામ અથવા કાર્યક્રમ ચોરી લીધો છે અને નકામા ભિખારી મારીએ છીએ. વાર, પરંતુ એ વાત સત્ય હોવા છતાં તેમાં શરમાવા જેવું કંઈજ નથી."

ભાષણો પર ભાષણો થયે જાય છે. પાછલી રાતના ત્રણેકનો શુમાર થયો છે ત્યાં લશ્કરી સમિતિનો અમલદાર હોલ્ટઝમેન આવી બરાડો પાડી બોલવા લાગ્યો, "સમાચાર સારા છે. લડાઈના મેદાન પરથી સમાચાર આવ્યા છે. કેરેન્સ્કી હાર્યો છે."

તાર વાંચવા માટે પડાપડી થવા લાગી. પુલકોવાથી ટ્રોટસ્કીએ તાર કર્યો છે કે કેરેન્સ્કી નાસે છે અને મજૂર, ખેડુતો અને સૈનિકોનાં ટોળાં તેની પાછળ પડયા છે. બળવાખોર પ્રજાતંત્રવાદી અને સમાજવાદી રશિયાનો જય થાઓ." ઈત્યાદિ.

સભાગૃહમાં આનંદના અવાજો થવા લાગ્યા. ચો તરફથી અવાજો આવવા લાગ્યા કે "જય ! બળવાખોર રશિયાનો જય !"

નિકોલાઈ રેલવે સ્ટેશન પર ભીડ જામી છે. ત્રણ ચાર હજાર

નાવિકો બંદુક ખાંધ પર ચઢાવી એકત્ર થયા છે. તેઓ મોસ્કો જવા તૈયાર છે. રેલવે ગાડીની સીડી ઉપર ઉભા રહી એક અમલદાર તેને સમજાવે છે.

"બંધુઓ, અમે તમને મોસ્કો લઈ જઈ શકીશું નહિ. અમે તટસ્થ છીએ. અમે કોઈપણ પક્ષના લસ્કરને ગાડીમાં લઈ જઈશું નહિ. ત્યા ભયંકર લડાઈ ચાલે છે."

નાવિકો ગર્જના કરી ઉઠયા. "અમે જઈશું જ." ટોળું આગળ વધવા લાગ્યું. એકાએક ગાડીનો એક દરવાજો ઉઘડી ગયો. બારણામાં ઉભેલા ત્રણ બ્રેકમેન અને એક કોયલાવાળાએ બૂમ પાડી કહ્યું."

"કોમરેડો, આ તરફ, આ તરફ! અમે તમને મોસ્કો તો શું પણ વ્લેડિવોસ્ટોક લઈ જવા તૈયાર છીએ. બળવો ઘણું જીવો!"

## બોલશેવિક વિજય

મૂંગળનારે સવારના પહોરમા માનમ પડયુ કે ખેડુત, મજૂર અને સૈનિકોના ટોળા કેળવાએના લશ્કરની માફક લડાઈ માટે તૈયાર થયા છે બે દિવસ પહેલા જ્યા વ્યવસ્થા નહોતી, ખોરાક નહોતો, હથિયારો અથવા કાર્યપદ્ધતિ નહોતી ત્યા કોણ જાણે ક્યા મંત્રબળથી તેઓ પોતાના સેનાપતિના તાબા નીચે કોઝેકોની તોપો સમક્ષ આગળ વધવા તૈયાર થયા છે।

આ શુ વિજયનું પરિણામ હતું? પેટ્રોગ્રેડમા તેઓએ જે શક્તિ પ્રાપ્ત કરી હતી, શ તેનુ આ પરિણામ હતું?

કોઝેક સેના સાથે બોલ્શેવિક સેનાનો મુકાબલો થઈ શકે તેમ નહોતુ નાવિક સૈનિકો જ્યા સુધી દારૂગોળો હતો ત્યા સુધી લડયા અને જ્યારે તે ખૂટી પડયો ત્યારે કોઝેકોના વ્યૂહમા કૂદી પડયા આ અચાનક હલ્લો અટકાવવાનુ કામ અસભવિત બની ગયુ લડાઈ કરવા ન ટેવાએલા મજૂરોના ટોળા ઘોડાપર બેઠેલા કોઝેક સૈનિકોને પાઉધરા વડની પેઠે તોડી ખાવા લાગ્યા અંધકારમા ચોમેરથી મજૂરોના ધાડા ઉપર ધાડા આવી કોઝેક સૈન્યને છાવરી વળ્યા પરિણામે શત્રુઓથી ન ટકાયુ સમનનીના બોલશેવિક કમિશરો વાયર લેસનું મથક કબજે કરી પોતાની વિજયવાર્તા જગતમા ચોમેર મોકલવા લાગ્યા

સેનાધ્યક્ષ મુરાવિયવે જાહેરનામુ બહાર પાડયું કે "૧૨ મી નવેંબરે ઝારસ્કોઈ સેલો પાસેના બળવાખોર સૈન્યે શત્રુઓનાં સૈન્યને હરાવી નમાડયું છે. મારો હુકમ છે કે કેરેન્સ્કી જ્યાં મળી આવે ત્યાંથી તેને પકડવો. બળવો ઘણું જીવો."

ગામડામાંથી જયના સમાચાર આવતા હતા. સેબાસ્ટપોલ, નિજનિનોવ ગોરોડ, કઝાન વગેરે સ્થાનોના બોલશેવિકો જય પામ્યા હતા. મોસ્કોમા વળી ભયંકર લડાઈ શરુ થઈ છે. સોવિયેટ સેના ડુમાના મહેલ ઉપર ગોળીબાર કરે છે. મુડીવાદીઓની દુર્દશા થઈ રહી છે. રશિયાના એક છેડાથી બીજા છેડા સુધી આતર્કલહની જ્વાલા ફેલાઈ રહી છે. પેટ્રોગ્રેડથી દૂર સાઈબિરિયાના ચિટા સુધી, હમેશાં બરફ પડયો રહે છે એવા શ્વેત સમુદ્રથી માંડીને કાળા સમુદ્ર સુધી દરેક શહેરમા, દરેક ગામમાં સર્વત્ર બળવાની જ્વાલા ભભુકી રહી હતી. કારખાનાના મજૂરો, ખેતરોમા કામ કરતા ખેડુતો, મનવારો પર કામ કરતા નાવિકો અને લડાઈના મેદાન પર જર્મનો સામે લડાઈ કરતા સૈનિકો, બધા આ નવા બળવામાં ભળ્યા છે. શહેરોમા ને ગામોમાં સર્વત્ર બળવાખોર અને વિરોધી પક્ષો વચ્ચે નાની મોટી લડાઈ જામી છે. આનું નામ જ બળવો.

સ્મલનીમાં જાણે માણસનું જણ્યું ફરકતું નથી. કેવળ થાકેલા સૈનિકોના નાકના અવાજ થયા કરે છે. સીડી ઉપર, વરંડામાં, ઓરડે ઓરડે મેલા વસ્ત્રો પહેરેલા સૈનિકો ઊંઘે છે. તેના શરીર પર ને મુખ પર કાદવ અને ધૂળનો લેપ થઈ ગયો છે. વિજયી ખેડુતો, મજૂરો, અને સૈનિકોને આટલે દિવસે આરામનો વખત મળ્યો છે.

કેવળ લશ્કરી બળવા સમિતિના સભાસદોને ઊંઘવાની ફુરસદ નથી. રક્ષણ સમિતિના સભાસદોને ગિરફતાર કરવામાં આવ્યા છે. હવે ઘણા પક્ષો સોવિયેટ સાથે સમાધાન કરવા તૈયાર થયા છે. એક ખબરપત્રીએ ટ્રોટસ્કીને પૂછયું, "વર્તમાનપત્રો મારફત આપને કંઈ સંદેશો પ્રગટ કરવાનો છે?"

ટ્રોટ્સ્કીએ કહ્યું, "અત્યારે તો જે કંઈ સંદેશા આપવાના છે તે અમે તોપોના અવાજ વડે આપીએ છીએ."

જય થયો હતો છતાં બધાના અંતરમાં હજુ સંદેહ હતો સંપૂર્ણ વિજય વિના આરો નહોતો. તેમ ન બને તો બોલશેવિકોની રક્ષા થાય તેમ નહોતું. હજુ ઘણાં કામ બાકી હતાં. સરકારી બેંક બોલશેવિક સરકારને સ્વીકારતી નહોતી. સ્મલનીના હુકમો મુજબ તે અવેજ આપતી નહોતી. બેંક કબજે કરવામાં આવી; પરંતુ અમલદારોએ કામ કરવાની ના પાડી. સ્વયંસેવકો વડે કામકાજ જારી રાખવામાં આવ્યું

પટણુ ગર્જના કરી ઉઠી, " કનલને કેદ કરો; લુચ્ચો કેરેન્સ્કીનો
ાણુસ લાગે છે."

બકવેનોવે કહ્યું, " ના ના ! આ પહેલા કોર્નિલિવિઝના
ાણુસોએ એ બધુ છુપાવ્યુ છે."

"પરંતુ લાલ પલટણુના સૈનિકોએ એ વચન માન્ય રાખ્યું
હિ." અમે એમને ગિરફતાર કરીશું જ. પિટરપોલમા જ એનું
ાન હોવું જોઈએ. બિચારો કર્નલ લાલ પલટણથી વીંટળાઈ
ેટરપોલ તરફ રવાના થયો.

લાલ પલટણુની ટુકડી મોટર માર્ગે આગળ વધે છે. લડાઈનું
થળ બહુ દૂર નથી. એ દરમિયાન રસ્તાના વળાંક આગળ રાઇફલ-
ાળા બે સિપાઈઓએ આવી તેમની મોટર અટકાવી પૂછ્યું,
' કોમરેડ, તમારો પરવાનો ક્યા છે ?"

એક સૈનિકે તિરસ્કારથી કહ્યુ, " ચાલ, ચાલ ! અમે લાલ
લટણુના માણુસો છીએ, અમારે વળી પરવાનાની શી જરૂર ?"

પહેરેગીરોમાના એકે કહ્યુ, " કોમરેડ, વિચારી જુઓ. બળવા-
ોર સૈનિકોએ વ્યવસ્થા તો જાળવવી જ જોઈએ. વિરોધી પક્ષના
ાણુસો પણુ આવા વેશમા આવી કહી શકે કે "અમે લાલ
લટણુના માણુસો છીએ. અમારે પરવાનાની જરૂર નથી."

દસ્તુર મુજબ ચર્ચા શરુ થઈ. છેવટે બધાએ પરવાનો બતા-
વો એજ ઉચિત માન્યુ.

છાવણીમા કર્નલ નકશો ઉઘાડી બેઠો છે. તે કહે છે કે આજ
ાતે અહીં જ રહેવુ પડશે. પરંતુ લશ્કરી સમિતિનો પ્રમુખ કહે છે,
' ના, આપણુને હુકમ મળ્યો છે કે આજ રાત્રે પણુ મુસાફરી
ચાલુ રાખવી."

કર્નલ હવે શુ કરે ! તેણે કુચ ચાલુ રાખવાની ગોઠવણુ કરવા
ાડી. સમિતિના પ્રમુખના નામથી આજ્ઞાપત્રિકા કાઢવામા આવી.

એક સૈનિક આજ્ઞાપત્રિકા ટાઈપ કરી લાવ્યો. પ્રમુખે ખીસામાથી સીલ બહાર કાઢી હુકમ પર છાપ મારી. કર્નલને આજ્ઞાપત્રિકા સોંપવામા આવી.

બળવાખોર સેના ગેસિના તરફ રવાના થઈ. અને કેરેન્સ્કી ક્યા છે? ઈ. સ. ૧૯૧૭ ના નવેમ્બરની ૧૪ મી તારીખ ચાલે છે. રાતના ત્રણ વાગ્યાને શુમારે જૂની સરકારનો વડો પ્રધાન અને લશ્કરનો વડો સેનાપતિ કેરેન્સ્કી અસ્થિર હાલતમા આમ તેમ ટહેલી રહ્યો છે. સામે સેનાપતિ ક્રાસનોવ ઉભો છે. કેરેન્સ્કી કહે છે, "તમે વિશ્વાસઘાત કર્યો છે. મારા પક્ષમા તો કોઈ નથી."

ક્રાસનોવ : ખરી વાત છે સાહેબ, વાતાવરણ જોતા તો એવુ કંઈ જણાય છે. અમલદારો માત્ર આપના તરફ ચાહ ધરાવતા નથી.

કેરેન્સ્કી : ત્યારે શુ મારે આપઘાત કરવો !

ક્રાસનોવ : સાહેબ, આપે પેટ્રોગ્રેડ જઈ સમાધાનીના સંદેશા ચલાવવા જોઈએ."

કેરેન્સ્કી : વારુ, તેમજ કરીશું.

ક્રાસનોવ : હું આપની સાથે એક શરીરરક્ષક ટુકડી મોકલુ છું. એક નાવિક પણ આપની સાથે આવશે.

કેરેન્સ્કી : "ના, ના. કોઈ પણ નાવિકને મારી સાથે મોકલવાની જરૂર નથી."

ક્રાસનોવે કેરેન્સ્કી સાથે દશ કોઝેક સૈનિકો મોકલવાની વ્યવસ્થા કરી. અરધા કલાક પછી કોઝેકોએ પાછા આવી કહ્યુ કે કેરેન્સ્કી મકાનમા નથી. કેરેન્સ્કી નાવિકના વેશમા નાસી ગયો છે. આ પ્રમાણે નાસભાગ કરી તેણે પોતાની છેલ્લી આશા પણ નિર્મૂળ કરી.

ગેસિના આગળ લડાઈ ન થઈ. વિજયી લાલ પલટણ, ખેડૂત મજૂર સૈન્ય પેટ્રોગ્રેડ તરફ રવાના થયુ. સૈન્ય સાથે કેરાસીન નહોતું, તેથી દીવા નહોતા. રાતના અંધકારમા કંઈજ દેખાતું નહોતુ.

ગાડીમાં અથડાઅથડી થવા લાગી, છતા સૈન્ય વિજયના ઉલ્લાસમા મસ્ત બની ગયુ હતું

દૂર પેટ્રોગ્રેડની દીપમાળા દેખાતી હતી. એક વૃદ્ધ મજૂર ગાડી ચલાવતો હતો. પેટ્રોગ્રેડના દીવા જોઈ તેણે એક હાથે ગાડીનું પૈડું પકડી બીજે હાથ આમ તેમ હલાવતા બૂમ પાડી કહ્યુ, " પેલું દેખાય આપણુ પેટ્રોગ્રેડ ! હવે બધુ આપણુ છે ! ! "

રશિયાની પ્રજામા નવીન આશા, નવીન પ્રેરણા જણાવા લાગી. બળવાના મોજાંએ તેઓના બંધ બારણા ઉઘાડી નાખ્યા છે. આનું નામ બળવાની સફળતા ! નવીન જીવન, નવીન આશા, નવીન આકાક્ષા, જાતિના પ્રાણમા સરજવી એનું જ નામ બળવાનુ સાફલ્ય !

## મોસ્કો ∴ ∴ ∴ ∴

૧૪ મી નવેમ્બર. લશ્કરી બળવા સમિતિએ હુકમ કર્યો છે કે કેરેન્સ્કી ઉપર ન્યાયની અદાલતમાં કામ ચલાવવાનું છે માટે તેણે જેમ બને તેમ જલદી શરણુ થવું. હુકમનામા પર કોઝેક અને યંકર પક્ષની પણ સહીઓ હતી બે દિવસ પહેલા આ બંને પક્ષો કેરેન્સ્કીની મદદમા હતા. ખરેખર! વિજયી પક્ષને ટેકો આપનારનો અભાવ હોતો નથી.

૧૫ મી નવેમ્બરે બે હજાર લાલ પલટણના સૈનિકો લાલ પતાકા ફરકાવતા પેટ્રોગ્રેડના રસ્તા પર કુચ કરવા લાગ્યા. આ એક અભિનવ દસ્ય હતુ. સ્ત્રીપુરષો મેલો પોશાક પહેરી કાદવવાળા રસ્તાપર ખભાપર બંદુકો ચઢાવી સોરબકોર કરતા આવ્યા છે. મૂડીવાદીઓ બધા તેઓની વિરુદ્ધ છે. વેપારી, મહાજન, જમીનદાર, સૈનિક અમલદારો, રાજદ્વારી પક્ષો, શિક્ષકો, વિદ્યાર્થીઓ, દુકાનદાર, કારકુનો, દલાલોમાનુ કોઈ તેમના પક્ષમા નહોતું. તેઓની સાથે કેવળ મજૂર, ખેડુત, નાવિક અને સૈનિકો હતા. કેળવાએલામાના બહુ થોડા સોવિયેટના પક્ષમા હતા.

દૂર દૂરથી સમાચાર આવતા જતા હતા કે સર્વત્ર કેરેન્સ્કીનો પક્ષ પાછો હટતો જાય છે. કઝાન, સાગટોવ, નોવગોરોડ, વિન્નિટઝા, સર્વત્ર લોહી રેડાય છે. મોસ્કોમા બોલ્શેવિકોએ તોપોના ગડગડાટ

વચ્ચે મૂડીવાદીઓનું છેલ્લું આશ્રયસ્થાન ક્રેમલિન તોડી પાડયું છે. મોસ્કોનો જૂનો પ્રખ્યાત મહેલ અને દેવળ તોપના ગોળા વડે ખેદાનમેદાન થઈ ગએલ છે.

પેટ્રોગ્રેડમાં સમાચાર આવ્યા કે મોસ્કોમાં રસ્તે રસ્તે લોહી રેડાય છે; બોલશેવિકોએ દેવળ તોડી પાડયું છે. આ સાભળી ધર્મઘેલા રશિયાવાસીઓના દિલને સખત આઘાત લાગ્યો. ૧૫ મી નવેંબરે બળવાખોર સરકારનો કેળવણી ખાતાનો કમિશર લુનાટચારસ્કી મંત્રણાસભામાથી રડતો રડતો બહાર દોડી આવ્યો અને બોલ્યો, " હુ આવો જૂલમ સહન નહિ કરી શકું. અરેરે ! રશિયાના જુના ગૌરવને નિર્દય રીતે નષ્ટ કરવામાં આવે છે." લુનાટચારસ્કીએ પોતાની પદવીનું રાજીનામુ આપ્યું. એજ દિવસે મોસ્કોમા શ્વેત પલટણ અને ચંકર સેના શરણ થઇ. મોસ્કોમા બોલશેવિક સત્તા સ્થપાઈ.

રેલવેના કુલી અને મજૂરોની મદદથી છેલ્લા દશ દિવસથી મોસ્કોમાં નાવિક અને લાલ પલટણના ટોળે ટોળાં ટ્રેન માર્ગે આવે છે. કોઈ પણ જાતના કાવતરા તેઓના પ્રવાહને અટકાવી શકતા નથી. ૭ દિવસ સુધી મોસ્કોની ગલીએ ગલીએ ખાડાના ખેલ ખેલાયા છે. લોહીની નદીઓ ચાલી છે. ત્યાની ડુમાએ ખુલ્લી રીતે વિરોધી પક્ષના સૈનિકોની આગેવાની લીધી છે. મેયર પોતે સૈનિકોને તપાસી રહ્યો છે. ૭ દિવસના સખત યુદ્ધ પછી મોસ્કો-પ્રબળ પ્રતાપાન્વિત ઝારોનું લીલાનિકેતન મોસ્કો, રશિયાના હૃદય સમાન મોસ્કો-બોલશેવિકોના તાબામાં આવ્યું.

આપણા ખરા ઝારો–મજૂર ખેડુતોનાં ટોળાં–છેલ્લી નિદ્રા અત્રે લેવાનાં છે." આખી રાત કબરો ખોદવાનું કામ ચાલ્યું. એક ટોળું થાકે એટલે બીજું ટોળું કોદાળીઓ ચલાવે છે.

સવારે શહેર સુમસુમાકાર લાગે છે. કેમ જાણે જીવંત પ્રાણીનું નિકંદન નીકળી ગયું ન હોય. કેવળ દૂર એક અસ્પષ્ટ છતાં એકત્ર અવાજ સંભળાય છે. આખું મોસ્કો સોવિયેટ મધ્યસ્થ ઑફિસ આગળ ઉથલી પડ્યું છે. હજારો સ્ત્રી પુરુષો, યુવક યુવતીઓ, બાળકો, હાથમાં લાલ પતાકા લઈ ઉલ્લાસ કરે છે.

દેવળો બંધ છે. અવિશ્વાસી શયતાનોને કોઈ પણ પાદરી મદદ નહિ આપે. "લાલ" કબર આગળ કોઈ પણ પુરોહિત મળી નહિ આવે. દુકાનો બંધ છે. મૂડીવાદીઓ તિરસ્કાર અને બીકના માર્યા બહાર નીકળતા નથી.

પરંતુ લાલ પલટણનાં ટોળાંને–મોસ્કોના ખેડુતો, મજૂરો અને નાવિકોનાં ટોળાંને એની શી પડી છે! શહેરના રસ્તા એ લોકોથી ઉભરાય છે. સેંકડો લાલ, કાળી અને સોનેરી પતાકા–કોઈના ઉપર લખ્યું હતું કે "જગતના મજૂરોનું ભ્રાતૃત્વ અચળ રહો;" કોઈના પર લખ્યું હતું કે "અમે પ્રજાતંત્રમૂલક શાંત માગીએ છીએ."–ફરકી રહી છે.

જ્યારે સંધ્યાકાળનો અંધકાર ઘેરો બનતો જતો હતો, ત્યારે આ વિશાળ જનસમુદ્ર કબરો પાસે આવી પહોંચ્યો. એક પછી એક પાંચસો કોફિન આવી પહોંચ્યાં. ચોમેરનાં પાંદડાં વગરનાં વૃક્ષોની ડાળીઓ પર ફૂલોની માળા–જાણે કેમ પ્રત્યેક ડાળીમાંથી ફૂલો ફૂટી નીકળ્યાં ન હોય તેમ–શોભવા લાગી. બેંડ કરૂણ અવાજે ખેડુત મજૂરોની વ્યથા જણાવવા લાગ્યાં. હજારો માણસોએ કબરોમાં માટી વાળી. વિષાદમય ક્રિયા પૂરી થઈ. વિશાળ જનતા પોતપોતાનાં ઘરો તરફ રવાના થઈ.

રશિયાના ખેડુત મજૂરનાં ટોળાંઓએ આજે પૃથ્વી પર સ્વર્ગ ઉતાર્યું હતું. અને તેથીજ સ્વર્ગ જવા માટે અંત્યેષ્ઠિ ક્રિયા વખતે પાદરીની જરૂર રહી નહોતી.

## શક્તિપ્રતિષ્ઠા .·. .·. .·. .·.

લેનિન અને સ્ટેલિનની સહી સાથેનુ જાહેરનામુ બહાર પડ્યુ કે –

૧ સોવિયેટ કોગ્રેસમા રશિયનોને આત્મનિયંત્રણની (Self-determination) સત્તા મળી છે.

૨ સોવિયેટ કોગ્રેસ એને સંપૂર્ણ ટેકો આપે છે

આ બે સિદ્ધાંતો અનુસાર પ્રજાના કમિશરો નીચેની નીતિ અમલમા મૂકવાનો વિચાર રાખે છે –

૧. રશિયામા વસતા બધાને સમાન અધિકાર મળશે. તેઓનાજ હાથમા ખરી રાજસત્તા રહેશે

૨. રશિયાની પ્રજાને પોતાનુ રાજ્ય કઈ રીતે ચલાવવુ તે નક્કી કરવાનો હક્ક મળે છે. જો કોઈ પ્રદેશ જુદું સ્વતંત્ર રાજ્ય સ્થાપવા માગે તો તે વિના અડચણે તેમ કરી શકશે

૩ જાતિ તરીકે અગર જાતીય ધર્મ તરીકેની કોઈ પણ જાતની સગવડોની માગણીને ટેકો આપવામા આવશે નહિ

૪ જુદી જુદી જાતિ જેથી સ્વાધીન રીતે ઉન્નત બને તે માટે બધળી સગવડો આપવામા આવશે.

આ જાહેરાતના પરિણામે યુક્રેઇનમા સ્વતંત્ર પ્રજાતંત્ર સ્થપાયું. ફિન્લેંડ, સાઈબિરિયા અને કોકેસસમા પણ સ્વતંત્ર રાજ્યોની સ્થાપના થઈ. આ બધાં રાજ્યોમાં મૂડીવાદીઓના વર્ગને વધારે સત્તા મળી અને તેઓ બધા બોલશેવિકોને તિરસ્કારની નજરે જોતા હતા.*

પરિવર્તનના ગાળામા અવ્યવસ્થા તો થાયજ. અત્યાર સુધીમાંજ કમિશરો નવીન રશિયાના સર્જનથી મસ્ત બની ગયા હતા. સામાજિક જીવન વીમો, મજૂરોનો કારખાના પર અધિકાર, જમીન સમિતિની કાર્યપદ્ધતિ, ખિતાબ અને પદવીનો નાશ, રાજદ્વારી ન્યાય અદાલતોનું અવસાન અને પ્રજાકીય ન્યાયની અદાલતોની સ્થાપના વગેરે બધા વિષયોમાં નવીન નવીન હુકમો જારી કરવામાં આવ્યા.

આ તરફ વિરોધી પક્ષ ડગલે ડગલે અડચણો નાખવા લાગ્યો. તેની પાસે હથિયારો નહોતાં; પરંતુ આર્થિક જીવનની ચાવી રૂપ ગણાતાં કારખાનાં મૂડીવાદીઓના હાથમાં હતાં. તેઓ બજારમાં અને લોકસમાજમાં બોલશેવિકો પાછા પડે તે માટે પ્રયત્નો કરવા લાગ્યા.

ટ્રોટસ્કી જ્યારે પરદેશ ખાતામાં ગયો, ત્યારે ત્યાંના અમલદારોએ તેને કોઈજ ન આપ્યું. તે જ્યારે બગજબરીથી ઓફિસમાં પેઠો ત્યારે બધાએ રાજીનામાં આપ્યાં, એટલુંજ નહિ પણ કબાટોની ચાવીઓ પણ ન આપી. કબાટો તોડવાની ગોઠવણ કરવામાં આવી ત્યારેજ તેઓએ ચાવીઓ આપી. કબાટો ઉઘાડી જોયું તો જૂની સરકારે બીજા દેશો સાથે જે છૂપી સંધિ કરી હતી તે સંબંધીના કાગળપત્રોજ ન મળે. જૂના સરકારી મંત્રીએ એ બધા કાગળો ગૂમ કર્યા હતા.

શ્લિયાપનિકોવ મજૂર વિભાગનો ચાર્જ લેવા ગયો. તે ખાતાંના એક પણ માણસે તેને મદદ કરી નહિ. એટલુંજ નહિ પણ આવી

---

* કેવળ ફિન્લેંડ સિવાય બીજાં બધાં રાજ્યો તૂટી પડયાં છે. બધા પ્રદેશો અત્યારે સોવિયેટ રશિયામા ભળી ગયા છે.

સખત ટાઢમાં તેને તાપવા માટે સઘડી સળગાવવાનું કામ પણ કોઇએ ન કર્યું. મંત્રીની ઓફિસ કયા આવી તે બતાવવાના પણ અખાડા કરવામા આવ્યા.

અલેકઝાન્ડ્રા કોન્સ્ટેનતાઇનને જનહિતકર ખાતાનો કબજો સોપાયો હતો. તેના ખાતાના ચાળીસ જણ સિવાય બીજા બધાએ હડતાળ પાડી શહેરમા શોરબકોર થઈ રહ્યો. ગરીબોને ખોરાક ન મળ્યો. સેંકડો સ્ત્રીપુરુષો ને માદા છોકરા ઓફિસ સામે આવી ઉભા. ઓફિસના અમલદારોની મદદ વગર એ લોકોને મદદ થઈ શકે તેમ નહોતું. ચાવીઓ પણ એ લોકોના કબજામા હતી. કોન્સ્ટેનતાઈ બાઈ માણસ હતી. તેનું હૃદય કોમળ હતુ. છતા તેને આ વખતે કઠોરતા દર્શાવ્યા સિવાય છૂટકો નહોતો. તેણે આખોમા ઉભરાતાં પાણી મહા મહેનતે અટકાવતા હડતાળ પાડનારાઓને ગિરફતાર કરવાનો હુકમ આપ્યો. અને જ્યા સુધી ચાવીઓ ન આપે ત્યા સુધી તેઓને ન છોડવાનો હુકમ કર્યો. ચાવીઓ મળી એટલે માલમ પડયું કે માજી મંત્રી કાઉન્ટેસ પનિના બધા પૈસા લઈ ગએલ છે. તે મહાસભાના હુકમ વગર કોઈને હિસાબ આપવા નાખુશ છે. બધા ખાતામા લગભગ આવીજ સ્થિતિ હતી. બેંકોએ દરવાજા બંધ કર્યા હતા. પાછળના દરવાજાથી લોકો આવજા કરતા હતા. કમિશ્નરો જતા એટલે કારકુનો ચોપડા બંધ કરી ચાલ્યા જતા. સરકારી બેંક છુપી રીતે વિરોધી પક્ષને પૈસા આપતી હતી. સ્મલનીની કોઈ પણ આજ્ઞા માનતી નહોતી.

સ્મલનીની કચેરી સત્તાહીન હતી. વર્તમાનપત્રોએ જાહેર કર્યું હતું કે ત્રણ અઠવાડિયામા કોયલા વિના પેટ્રોગ્રેડના કારખાના કામ કરતા બંધ પડશે; રેલ્વે પહેલી ડિસેમ્બરથી બંધ થશે, પેટ્રોગ્રેડમા હવે ત્રણ દિવસનો ખોરાક બાકી રહ્યો છે, લડાઇના મેદાનપર સૈનિકો ભૂખે મરે છે. રક્ષણ સામતિ ચોતરફ માણસો દોડાવી લોકો નવી

સરકારનો હુકમ ન માને એવી ગોઠવણ કરવા લાગી. પરદેશી એલચી-ખાતાં પરોક્ષભાવે રક્ષણ સમિતિને મદદ કરવા લાગ્યા.

કેરેન્સ્કીના પલાયનના સમાચાર સાભળી વિરોધી પક્ષ હતાશ થઈ ગયો. ઉગ્રપંથી સમાજવાદીઓ સમ્મિલિત સરકાર સ્થાપવાની તરફેણમાં હતા. અખિલ રશિયાની મધ્યસ્થ સોવિયેટ કમિટિની કાર્યવાહક સમિતિના ત્સા–ઈ–કાહની (Tsa-yee-kah) બેઠકમા નક્કી કરવામાં આવ્યું કે બધા સમાજવાદી પક્ષોના પ્રતિનિધિઓ સ્વીકારવા.

સ્મલનીના રાજમહેલમા ત્રાઈકાહની બેઠક ચાલે છે. બોલશેવિ-કોમાંજ મતભેદ પડચો છે. ૧૭ મીની રાત્રે સભાગૃહ ખીચોખીચ ભરાએલું છે. બોલશેવિકપંથી લારિન કહે છે કે "હવે રાજદ્વારી ત્રાસના રસ્તા (Political terrorism) બંધ કરી દેવા જોઈએ. ખાસ કરીને વર્તમાનપત્રોની સ્વતંત્રતા પર કાપ મૂકવાની કંઈ જરૂર નથી. હરિફાઈને વખતે અવશ્ય એની જરૂર હતી, પરંતુ બળવો જય પામ્યો છે, હવે તેની જરૂર નથી." લારિને દરખાસ્ત મૂકી કે વર્તમાનપત્રો સંબંધીનો હુકમ રદ કરવો.

સમાજવાદીઓ તાળીઓના ગડગડાટ મચાવવા લાગ્યા. લેનિ-નના મદદનીશ આવાનેછોવે એકદમ દરખાસ્ત રજૂ કરી કે પ્રેસ સંબંધી બાબત હાલ તુરત મુલતવી રાખવી.

દરખાસ્ત ટકી શકી નહિ. હવે આવાનેછોવ દલીલો કરવા લાગ્યો કે આપણી મૂળ કાર્યનીતિ તરફ નજર કરતા છાપખાનાને સ્વતંત્રતા આપી શકાય નહિ; વર્તમાનપત્રો ધનવાનોની દોલત છે. જ્યારે વ્યક્તિગત સંપત્તિનોજ અસ્વીકાર કરવામાં આવે છે ત્યારે વર્તમાનપત્રોની હયાતી કઈ રીતે ટકાવી શકાય ?

કારેલિને કહ્યું, "ત્રણ અઠવાડિયાં પહેલાં વર્તમાનપત્રોની સ્વતંત્રતા માટે બોલશેવિકો લડયા હતા. પરંતુ આજે તેઓ ઝારના રાજ અમલ જેવી દલીલો વાપરી સ્વતંત્ર વિચારોને દાબી દેવા માગે છે.

ટ્રોટસ્કીએ એક લાંબુ ભાષણ કર્યું. તેણે કહ્યું કે "આંતર્કલહ વખતે જુલમો સહન કર્યા હોય એવા પક્ષ તરફથી બળ વાપરવામાં આવે, જોરજૂલમ કરવામાં આવે એ સ્વાભાવિક છે તેમ જરૂરનું પણ છે. આપણે હજુ સંપૂર્ણ જીત મેળવી નથી. વર્તમાનપત્રો એ ભયંકર હથિયારો જેવાં છે અને તે શત્રુઓના હાથમાં છે. એ બંધ પાડવાનો અધિકાર આપણને છેજ. આપણે બેંકોને આધારણ સંપત્તિ ગણી છે ત્યારે શું વર્તમાનપત્રોને હજુ ધનવાનોના હાથમાં રહેવા દઈશું? જૂની સમાજવ્યવસ્થાનો નાશ કરવોજ પડશે, એ વાત આપ સર્વને યાદજ હશે."

ત્યાર બાદ લેનિને ધીરેથી ગંભીર અવાજે બોલવું શરૂ કર્યું. તેનો પ્રત્યેક શબ્દ હથોડીના ઘાની માફક વિરોધી પક્ષોની દલીલોને તોડી પાડવા લાગ્યો. લેનિને કહ્યું કે "આંતર્કલહ હજુ પુરો થયો નથી. છાપખાનાને સ્વતંત્રતા આપવાની વાત અસંભવિત છે. શત્રુ હજુ આપણને ડગલેને ડગલે અડચણ કરી રહ્યો છે.

"પહેલા વખતે ઝારના રાજઅમલનો નાશ થયો હતો. આપણે મૂડીવાદીઓની સત્તા તોડી પાડી છે. પહેલા બળવા વખતે જેમ રાજતંત્રીના વર્તમાનપત્રો બંધ પાડવામાં આવ્યાં હતાં, તેમ આપણે પણ અત્યારે મૂડીવાદીઓનાં વતમાનપત્રો પર અંકુશ મૂકયો છે. બીજા સમાજવાદીઓના વર્તમાનપત્રો આપણે બંધ કરવા માગતા નથી. અવશ્ય, જ્યાં સુધી તેઓ આપણી વિરુદ્ધ બળવો ફેલાવતાં નથી ત્યાં સુધી. જો તેઓ તેવું કામ શરુ કરશે તો તે વર્તમાનપત્રો પણ બંધ પાડવામાં આવશે."

લેનિને પણ એક જાહેરનામું પ્રગટ કર્યું. તેમાં લખ્યું હતું કે "અખિલ રશિયાની સોવિયેટ કોંગ્રેસના ઠરાવ મુજબ બોલશેવિકોએ આજે રાજતંત્રની સત્તા હાથમાં લીધી છે. ઉગ્રપંથી સમાજવાદી બળવાખોરોએ અમારી સાથે રાષ્ટ્રની જવાબદારી માથે લેવાનો અસ્વીકાર કર્યો છે. પરંતુ સોવિએટ કોંગ્રેસે અમને જે જવાબદારી સોંપી છે તે અમારે તો વહન કરવી જ રહી. જો કે હજુ પણ અમે તેઓની મદદ મેળવવા ઉત્સુક છીએ. પરંતુ બંધુઓ, અમે કોઈપણ એક નાના પક્ષના કહેવા પ્રમાણે ચાલવા તૈયાર નથી. જે કમિશરોએ રાજીનામાં આપ્યા છે તેઓએ વિશ્વાસઘાત કર્યો છે. પેટ્રોગ્રેડ અને મોસ્કોની સોવિયેય સભાનો મત જાણ્યા સિવાય તેમણે ખસી જવું જોઈતું નહોતું. ગમે તે થાઓ, પરંતુ પેટ્રોગ્રેડની પ્રજાના મનમાં આજે સંદેહ નથી. અખિલ રશિયાની પ્રજાએ આજે પોતાનો અધિકાર સમજી લીધો છે."

સમસ્ત દેશમાંથી લેનિનને ટેકો મળવા લાગ્યો. સમાચાર સાંભળી લોકોનાં ટોળાં સ્મલનીના રાજમહેલ આગલ એકત્ર થવા લાગ્યાં. સર્વત્ર સંભળાવા લાગ્યું કે "વિશ્વાસઘાતી! કઈ રીતે રાજીનામાં આપ્યાં એ લુચ્ચાઓએ?" "મૂડીવાદીઓએ શું તેઓને બળવો તોડી પાડવા મોકલ્યા હતા?"

આ તરફ બોલશેવિકો સાથે રેલવે મજૂર સંઘને સમાધાની થઈ. બોલશેવિકોનો હવે બળવાન શત્રુ રહ્યો નહિ. હવે તેઓએ રાજ્યવ્યવસ્થામા મન ધાલ્યું. શહેરોમા, ગામોમાં, અને સૈનિકોમાં ખોરાક મોકલી તેઓને બચાવવાનું કામ શરુ થયું. જ્યાં જ્યાં ખોરાકી છુપાવી રાખવામાં આવી હતી ત્યાં ત્યાં લાલ પલટણ પહોચી ગઈ. ખોરાકી કબજે કરવામાં આવી. ગામડાંઓના અનાજના કોઠારો કબજે કરવામાં આવ્યા. એ અનાજ જુદે જુદે સ્થળે મોકલી આપવામા આવ્યું. કારખાના સમિતિએ ઢગલાબંધ કાપડ અને લોખંડ

એકહું કર્યું. એ બધું તેર ટ્રેનોમા ભરી સાઈબિરિયા મોકનવામા આવ્યું. અને ત્યામા ખેડુતો પાસેથી તેના બદનામા અનાજ ને બટાટા લઈ ટ્રેનો પાછી શહેરો તરફ આવી. ડૅાનના કિનારા પરની કોયલાની ખાણો બધી શત્રુઓના હાથમા હતી, તેથી શહેરોમા કોયલાનો અભાવ માલમ પડચો. સ્મલનીના રાજમહેલમાથી છૂટેલા હુકમ મુજબ થિયેટર, દુકાનો અને હોટલોની વીજળી બત્તીઓ બંધ કરવામા આવી, રસ્તામા ચાલતી ટ્રામની સંખ્યા ઘટાડી નાખવામા આવી

નવેમ્બરની આખર તારીખોના એક દિવસે જોવામા આવ્યું કે સૈનિકો દારૂની દુકાન લૂટી નિરાતે દારૂ પીએ છે, અને રસ્તામા દંગલ મચાવે છે દારૂની દુકાન કયાં છે તેની બાતમી સૈનિકોને વિરોધી પક્ષ તરફથી આપવામા આવી હતી સ્મલનીના કમિશરો સૈનિકોને સમજાવવા લાગ્યા. પરતુ પરિણામ કઈજ આવ્યુ નહિ હવે લાલ પલટણે નિર્દય રીતે ગોળીઓ ચલાવી. મજૂરોએ ગલીએ ગલીએ સેના ઉભી કરી અને સૈન્ય સમિતિ ગોઠવી દીધી. શહેરમાંથી બધી ધાધલ કાયમને માટે ગઈ.

શહેરના મજૂરો જાતે જાસુસોનું કામ કરવા લાગ્યા મૂડીવાદીઓ તરફ નજર રાખવાની જરૂર હતી, કારણ કે તેઓ કયે વખતે શુ કરી બેસે તેનું કંઈ ઠેકાણુ નહોતુ લેનિન જાહેરનામા પર જાહેરનામા પ્રગટ કરી વિપ્લવનું સ્વરૂપ સમજાવવા લાગ્યો, અને પ્રજાને સાવચેત કરવા લાગ્યો કે મૂડીવાદીઓ સાથે લડાઈ કરવી હોય તો શિસ્ત જાળવવીજ જોઇએ. કોઈ પણ જાતની ધાધલથી દૂર રહેવુ જોઈએ હડતાળ પાડવી નહિ, ચોરી લૂટફાટ કરવી નહિ, ઇત્યાદિ ઇત્યાદિ.

૨૦ મી નવેમ્બર લશ્કરી સમિતિએ જાહેર કર્યું કે " મજૂર અને ખેડૂતોની સરકાર કામ ન કરી શકે તેવા પ્રયત્નો મૂડીવાદી લોકો કરી રહ્યા છે. અમે આજથી મૂડીવાદીઓને ચેતવણી આપી

દીધી છે, છતાં તેઓ અગ્નિ સાથે રમત રમી રહ્યા છે. લોકોને અને સૈનિકોને ખોરાક મળતો નથી. ધનવાનો જો ખોરાકનો કબજો નહિ છોડે તો તે જપ્ત કરવામાં આવશે. અમે ફરીથી કહીએ છીએ કે તેઓ અગ્નિ સાથે રમત રમી રહ્યા છે."

૨૨ મી નવેંબર બીજી જાહેરાત પ્રગટ થઇ કેઃ—

"પ્રજાના કમિશરોને લડાઈના મેદાન પરથી જરૂરી તાર મળ્યો છેઃ ત્યાં સૈનિકો માટે ખોરાક નથી, રોટલી ખૂટી પડી છે, વિરોધીઓ ખોરાકનો ભંડાર અટકાવી રાખી ભૂખ્યા ભાઈઓ પ્રત્યે નિર્દયતા દર્શાવે છે, અને તેઓનો વિશ્વાસઘાત કરે છે. લશ્કરી સમિતિ એ બધા ખૂની માણસોને સાવચેત કરી દે છે કે જો હવે થોડા રોજ આવું ચાલશે તો એ દુષ્ટોને ઉચિત શિક્ષા થશે."

રશિયાના મજૂર અને સૈનિકો ગાજી ઉઠયા. તેઓના ઉન્મત્ત ક્રોધને લીધે મૂડીવાદીઓ બીધા. તેઓ પણ પોતાના બચાવમાં જાહેરનામાં પ્રગટ કરવા લાગ્યા. પેટ્રોગ્રેડની સરકારી બેંકના અમલદારોએ જાહેરનામું પ્રગટ કર્યું કેઃ—

બેંક બંધ રાખવામાં આવી છે. પરંતુ કોણ જાણે કયા કામ માટે બોલશેવિકો લાખો રૂપીઆ ઉપાડે છે. એ પૈસા શા કામમાં વપરાય છે તેનું કંઇ ઠેકાણું નથી. વળી તેઓએ પૈસા માગ્યા છે. પ્રજાના પૈસા આવી રીતે લૂંટાય એ અમે સહન કરી શકતા નથી અને તેથી અમે કામ કરવું બંધ કર્યું છે.

"નાગરિકો, સરકારી બેંક તમારીજ છે; તેમાંના પૈસા તમારાજ છે. તમે પરસેવો ઉતારી એ પૈસા એકત્ર કર્યા છે; ભાઇઓ, તમે તમારા પૈસા બચાવો; અમને આ જુલ્મના પંજામાંથી છોડાવો. તેમ થશે તોજ અમે જેમ બને તેમ જલદી કામ શરૂ કરી શકીશું."

મજૂર અને સૈનિકોને આ જાહેરનામામાં વિશ્વાસ નહોતો. તેઓના જાસુસો બધા સમાચાર લાવતા હતા. ત્યાંની સમિતિ પણ જોરશોરથી બળવા વિરૂદ્ધ પ્રચારકાર્ય ચલાવતી હતી. બધાની માગણી

હતી કે ડુમાની ફરી ચુંટણી થવી જોઈએ. ૨૩ મી નવેંબરે લશ્કરી બળવા સમિતિએ રક્ષણ સમિતિને ગેરકાયદેસર જાહેર કરી.

૨૯ મી નવેંબરે કમિશરોની કમિટિએ હુકમ ફરમાવ્યો કે કળાની નવેસરથી ચુંટણી કરવી.

ડુમાએ આ હુકમનો વિરોધ કર્યો એટલે મેયર અને કેટલાક સભાસદોને કેદ કરી છોડી મૂકવામા આવ્યા. ૨ જી ડિસેંબરે જ્યારે ડુમાની બેઠક ચાલતી હતી ત્યારે બોલશેવિક અમલદારોનું એક ટોળું અને કેટલાક નાવિકો સભામા હાજર થયા. તેઓએ સભાસદોને આજ્ઞા કરી, કે "તમે બહાર ચાલ્યા જાઓ." ઘણા વાદવિવાદ બાદ છેવટ સુધી વિરોધ દર્શાવતા દર્શાવતા સભાસદો આફીસ છોડી જતા રહ્યા.

દસ દિવસ પછી નવી જાતની ચુંટણી થઈ, તેમાના ઘણા-ખરા સભાસદો બોલશેવિક હતા.

હજુ પણ સેનાપતિ કાલેડિનના તાબા નીચે કોઝેક લશ્કર લડાઈની તૈયારીઓ કરતું હતુ પરંતુ લેનિનનું પ્રચારકાર્ય કંઈ મોળુ પડ્યુ નહોતુ. એક દિવસ કેટલાક કોઝેક સૈનિકોએ સ્મનનીમા આવી લેનિન અને ટ્રોટસ્કીની મુલાકાત લીધી. તેઓએ પૂછ્યુ કે 'કોઝેકોની જમીન આપ ખેડુતોને વહેંચી આપવાના છો?"

ટ્રોટસ્કીએ કહ્યુ, "એ વાત નરાતર જૂઠી છે." તેઓએ બીજું પૂછ્યુ કે "કોઝેક જમીનદારોની જમીન શુ આપ સામાન્ય કોઝેકોને વહેંચી આપશો?"

જવાબ મળ્યો કે, "ભાઈઓ, એ તો તમારે જાતે નક્કી કરવાનું છે. તમે પ્રથમ સોવિયેટ સભાની ગોઠવણ કરો."

કોઝેકોએ કાલેડિનને પૂછ્યુ, "આપ શુ કોઝેક જમીનદારોની જમીનો અમને વહેંચી આપશો?"

કાલેડિને જવાબ આપ્યો, "મારા શરીરમા લોહીનું ટીપુ છે ત્યાં સુધી તો હરગિજ નહિ."

દાધી છે, છતાં તેઓ અગ્નિ સાથે રમત રમી રહ્યા છે. લોકોને અને સૈનિકોને ખોરાક મળતો નથી. ધનવાનો જો ખોરાકીનો કબજો નહિ છોડે તો તે જપ્ત કરવામાં આવશે. અમે ફરીથી કહીએ છીએ કે તેઓ અગ્નિ સાથે રમત રમી રહ્યા છે."

૨૨ મી નવેમ્બર બીજી જાહેરાત પ્રગટ થઇ કે—

"પ્રજાના કમિશરોને લડાઇના મેદાન પરથી જરૂરી તાર મળ્યો છે ત્યાં સૈનિકો માટે ખોરાક નથી, રોટલી ખૂટી પડી છે, વિરોધીઓ ખોરાકીનો ભંડાર અટકાવી રાખી ભૂખ્યા ભાઇઓ પ્રત્યે નિર્દયતા દર્શાવે છે, અને તેઓનો વિશ્વાસઘાત કરે છે. લશ્કરી સમિતિ એ બધા ખૂની માણસોને સાવચેત કરી દે છે કે જો હવે થોડા રોજ આવુ ચાલશે તો એ દુષ્ટોને ઉચિત શિક્ષા થશે."

રશિયાના મજૂર અને સૈનિકો ગાજી ઉઠયા તેઓના ઉન્મત્ત ક્રોધને લીધે મૂડીવાદીઓ બીધા. તેઓ પણ પોતાના બચાવમાં જાહેરનામા પ્રગટ કરવા લાગ્યા. પેટ્રોગ્રેડની સરકારી બેંકના અમલદારોએ જાહેરનામુ પ્રગટ કર્યું કે—

બેંક બંધ રાખવામાં આવી છે. પરંતુ કોણ જાણે કયા કામ માટે બોલશેવિકો લાખો રૂપીઆ ઉપાડે છે. એ પૈસા શા કામમાં વપરાય છે તેનું કંઇ ઠેકાણુ નથી. વળી તેઓએ પૈસા માગ્યા છે. પ્રજાના પૈસા આવી રીતે લૂંટાય એ અમે સહન કરી શકતા નથી અને તેથી અમે કામ કરવુ બંધ કર્યું છે.

"નાગરિકો, સરકારી બેંક તમારીજ છે, તેમાંના પૈસા તમારાજ છે તમે પરસેવો ઉતારી એ પૈસા એકત્ર કર્યા છે, ભાઇઓ, તમે તમારા પૈસા બચાવો; અમને આ જુલ્મના પંજામાંથી છોડાવો. તેમ થશે તોજ અમે જેમ બને તેમ જલદી કામ શરૂ કરી શકીશું."

મજૂર અને સૈનિકોને આ જાહેરનામામાં વિશ્વાસ નહોતો. તેઓના જાસુસો બધા સમાચાર લાવતા હતા. શાંતી સમિતિ પણ જોરશોરથી બળવા વિરુદ્ધ પ્રચારકાર્ય ચલાવતી હતી. બધાની માગણી

હની કે ડુમાની ફરી ચુટણી થવી જોઈએ ૨૩ મી નવેમ્બરે લશ્કરી બળવા સમિતિએ રક્ષણ સમિતિને ગેરકાયદેસર જાહેર કરી

૨૯ મી નવેમ્બરે કમિશનરોની કમિટિએ હુકમ ફરમાવ્યો કે ડુમાની નવેસરથી ચુટણી કરવી

ડુમાએ આ હુકમનો વિરોધ કર્યો એટલે મેયર અને કેટલાક સભાસદોને કેદ કરી છોડી મૂકવામા આવ્યા ૨ જી ડિસેમ્બરે જ્યારે ડુમાની બેઠક ચાલતી હતી ત્યારે બોલશેવિક અમલદારોનું એક ટોળુ અને કેટલાક નાવિકો સભામા હાજર થયા તેઓએ સભાસદોને આજ્ઞા કરી, કે "તમે બહાર ચાલ્યા જાઓ " ઘણા વાદવિવાદ બાદ છેવટ સુધી વિરોધ દર્શાવતા દર્શાવતા સભાસદો આફીસ છોડી જતા રહ્યા

દસ દિવસ પછી નવી જાતની ચુટણી થઈ, તેમાના ઘણા ખરા સભાસદો બોલશેવિક હતા

હજુ પણ સેનાપતિ કાલેડિનના તાબા નીચે કોઝેક લશ્કર લડાઈની તૈયારીઓ કરતું હતુ પરતુ લેનિનનું પ્રચારકાર્ય કંઈ ઓછુ પડયુ નહોતું એક દિવસ કેટલાક કોઝેક સૈનિકોએ સ્મોલનીમા આવી લેનિન અને ટ્રોટસ્કીની મુલાકાત લીધી તેઓએ પૂછ્યુ કે "કોઝેકોની જમીન આપ ખેડુતોને વહેચી આપવાના છો ?"

ટ્રોટસ્કીએ કહ્યુ, "એ વાત તદ્દન જૂદી છે " તેઓએ બીજુ પૂછ્યુ કે "કોઝેક જમીનદારોની જમીન શુ આપ સામાન્ય કોઝેકોને વહેચી આપશો ?"

જવાબ મળ્યો કે, "ભાઈઓ, એ તો તમારે જાતે નક્કી કરવાનુ છે તમે પ્રથમ સોવિયેટ સભાની ગોઠવણ કરો "

કોઝેકોએ કાલેડિનને પૂછ્યુ, "આપ શુ કોઝેક જમીનદારોની જમીનો અમને વહેચી આપશો ?"

કાલેડિને જવાબ આપ્યો, "મારા શરીરમા લોહી છે ત્યાં સુધી તો હરગિજ નહિ "

કોઝેક બળવો શરૂ થયો. જાણીબૂઝીને કાલેડિન પોતાના માથામા ગોળી મારી મુઓ.

બાકી રહ્યો જનરલ ડુખોનિન. તે બોલશેવિક સરકારના હુકમ ઉપરવટ થઈ જર્મનિ સાથે સંધિ કરવા તૈયાર થયો. લેનિને સૈનિકોને ઉદ્દેશી એક જાહેરનામુ પ્રગટ કર્યું. સૈનિકોએ ડુખોનિનને કેદ કર્યો. પ્રથમથીજ સ્મલનોનો હુકમ આવી પહોચ્યો હતો કે ડુખોનિનને બરતરફ કરવામા આવે છે અને તેની જગ્યાએ ક્રીલેન્કોને નીમવામા આવે છે. જ્યારે ડુખોનિનને ક્રીલેન્કો સમક્ષ રજૂ કરવામા આવ્યો ત્યારે તેણે સૈનિકોને જણાવ્યું કે "તમારે ડુખોનિનને કઇ પણ કહેવાનુ નથી તેનો ન્યાય પેટ્રોગ્રેડમાં ચુકવવામા આવશે." પરંતુ આ વખતે એકાએક ડુખોનિન બારીયા સમક્ષ આવી કંઇ બોલવાનો પ્રયત્ન કરવા લાગ્યો. તરતજ ઉશ્કેરાએલા ટોળાએ તેને બહાર ખેચી લાવી એવો માર માર્યો કે તે એ મારને લીધે મરણ પામ્યો.

બોલશેવિકોનો હવે બીજો એકેય પ્રબળ શત્રુ રહ્યો નહિ.

આ દરમિયાન મૂડીવાદી પક્ષના ટોળેટોળા—બેકર, ઈજનેર વગેરે આવી બોલશેવિક પક્ષમા ભળવા લાગ્યા. રશિયામા બોલશેવિક રાજ્ય સંપૂર્ણ સ્થપાયું.

ધનવાનો સાથે સમાધાન કરીને અથવા બીજા રાજદ્વારી પક્ષો સાથે બાંધછોડ કરીને બોલશેવિકોએ શક્તિ પ્રાપ્ત કરી નથી. મૂઠીભર બોલશેવિકો રશિયાના કરોડો લાંછિત, બુભુક્ષિત અને દલિત ખેડુત, મજૂર અને સૈનિકો શું માગે છે, એ બરાબર સમજ્યા હતા. તેઓ સમજી ગયા હતા કે જૂનવાણી સંપ્રદાયનો ચુરેચૂરો કરી નાખવો પડશે. બોલશેવિકોની ઇચ્છા અને કાર્યપ્રણાલી તદ્દન સીધી હતી, અને તેથીજ તેઓને રશિયાની પ્રજાની સહાનુભૂતિ અને મદદ મેળવવામા બહુ વિલંબ વેઠવો પડયો નહિ. અને જોત જોતામા ખેડુતો અને મજુરોના ટોળાઓએ કલ્પનામા પણ ન આવે એવી શક્તિ પ્રાપ્ત કરી લીધી.

## ખેડુતોની કોંગ્રેસ

૧૮ મી નવેમ્બર ચાલે છે બરફ પડવો શરૂ થયો છે. રસ્તામા હવે કાદવ નથી. બરફની સાથે સાથે શહેરો ઉજ્વલ બન્યા છે. બળવાનો પ્રવાહ પણ ઝપાટાભેર આગળ વધે છે,

સન્ધ્યાકાળ વખતે એક ચાની દુકાન આગળ ચર્ચા ચાલે છે આ દુકાનમા લાનપન્ટણનો અડ્ડો હમેશા જામતો હતો. આજે પણ અનેક સિપાઈઓ બેઠા છે ખૂણામા એક કસાનનો પોશાક પહેરેલો માણસ બેઠો હતો વાતવાતમા તે બોલી ઉઠયો, "તમે તો ખૂનીઓ છો રસ્તામા ફરતા અમારા ભાઈબ્હેનો પર તમે ગોળીઓ ચલાવી છે"

એક મજૂર બોલી ઉઠયો, "શુ કહ્યુ! અમે ક્યારે ખૂનરેજી મચાવી છે?"

"કેમ, ગયા રવિવારે જ્યારે યંકર સૈનિકે......'

"વાહ રે, તેઓએ તો જાણે અમારા પર પુષ્પવૃષ્ટિ કરી હશે કુ?" એક માણસે પોતાનો પાટાવાળો હાથ બતાવી કહ્યું, "સાહેબ, હુ તો હજુ એ પુષ્પવૃષ્ટિનો અનુભવ કરુ છુ."

કસાન હવે જોરથી બોલ્યો, "અરે બાપુ, તમારે તે વખતે તટસ્થ રહેવુ હતું દેશની સરકારનો નાશ કરવાનો તમને શો હક છે? લેનિન કોણ છે? જર્મનિના બધા છૂપા જાસુસો......"

"ઓ બાપુ, તમે કોણ છો? બળવાના શત્રુ! અમને ઉશ્કેરવા પધાર્યા છો!" દુકાનમા ગોરબકોર મચી રહ્યો.

પરંતુ કપ્તાન કંઈ દબાઈ જાય તેવો માણસ નહોતો. તે ઉભો થઈ બોલવા લાગ્યો, "વાહ, તમે તો તમારી જાતને રશિયાની પ્રજા તરીકે ઓળખાવો છો, પરંતુ તમે કંઈ રશિયાની ખરી પ્રજા નથી. રશિયાના ખેડુતો જ રશિયાની ખરી પ્રજા કહેવાય. થોભો તો ખરા, પ્રથમ ખેડુતોને તેઓનો મત......"

"વાહ, વાહ!" તેઓ બોલી ઉઠ્યા, "ખેડુતોને તેઓનો મત પ્રગટ કરવા દો ખરું ને! તેઓ શું કહેશે તે અમે અત્યારથી કહી શકીએ તેમ છીએ. અમારી માફક તેઓ પણ મંજૂર છે!"

ખરેખર, ખેડુતો ઉપર બળવાનું ભવિષ્ય અવલંબેલું હતું. રશિયાની કુલ વસ્તીના એંશી ટકાથી વધારે ખેડુતો હતા. તેઓમા રાજદ્વારી બુદ્ધિ બહુ નહોતી છતા તેઓ જુલમી મૂડીવાદીઓને તો સારી રીતે ઓળખતા હતા. એટલું તો ખરું કે બોલશેવિકોનો પ્રભાવ ખેડુતો પર બહુ નહોતો; કારણ કે સમાજવાદી પક્ષ ગામડાઓના ખેડુત વર્ગમા અત્યાર સુધી કામ કરી રહ્યો હતો.

આ દરમિયાન સ્મલનીનો રાજમહેલ પણ કંઈ તદ્દન આળસુ થઈ બેઠો નહોતો. ખેડુતોને કઈ રીતે હાથમા લેવા તે બાબતના અવિશ્રાંત પ્રયત્નો થઈ રહ્યા હતા. નક્કી કરવામાં આવ્યું કે પેટ્રોગ્રેડમા ખેડુતોની કોંગ્રેસ બોલાવવી. બોલશેવિકોએ ખેડુતોના સંબંધમા નાના પ્રકારનાં જાહેરનામા પ્રગટ કર્યાં. લેનિને પ્રાંતિક અધિકારીઓ પાસે ખેડુતોના અધિકાર સંબંધનાં જાહેરનામા મોકલ્યા; ૧૬ મી નવેંબરે તે જાહેરનામાં પ્રગટ કરવામા આવ્યા. ગામડે ગામડે ખેડુતોએ જાણ્યું કે જમીન પર અમારો અધિકાર સ્થપાયો છે. જમીનદારોના હાથમાંથી જમીન ઝુંટવી લેવામાં આવી. દરેક ગામડામા ઉત્સાહના પૂર ચઢ્યાં. બરાબર આ જ વખતે સમાચાર આવ્યા કે પેટ્રોગ્રેડમા ખેડુતોની કોંગ્રેસ મળે છે. ખેડુતોનો ઉત્સાહ હવે માઝા મૂકી ઉછળવા લાગ્યો. જે જે ખેડુતો સૈનિક તરીકેની

નોકરી બજાવી હમણાં જ ગામડામાં પાછા ફર્યા હતા, તેઓને તો સવથી વધારે આનંદ થતો હતો.

ડુમાના રાજમહેલના એલેક્ઝાડર હોલમાં ખેડુતોની કોંગ્રેસ બેઠી છે. પહેલા વોટ વખતે જ જણાયું કે બોલશેવિકો તરફ માત્ર પંચમાશ સભાસદો છે. બાકીના બધા ઉગ્રપંથી સમાજવાદીઓ તરફ છે.

હોલ લોકોથી ઠસાઠસ ભર્યો છે. ઠેકઠેકાણે જોરશોરથી ચર્ચા ચાલે છે. જમણી બાજુએ વૃદ્ધ લાગતા મુકાબલે સારી સ્થિતિના ખેડુતો બેઠા હતા. જો કે તેમાં થોડા સામાન્ય ખેડુતો અને સૈનિકો પણ જણાતા હતા; ડાબી બાજુએ સાધારણ સૈનિકના પોશાકમાં સેંકડો ખેડુતો બેઠેલા હતા. દર્શકવૃંદની ઠેલાઠેલીથી મજૂરોના ટોળા પણ હાસોઠાસ ભરાએલાં હતાં. તેઓ પણ પોતાની જાતને ખેડુતોનાં છોકરા જેવી ગણતા હોય એમ લાગતું હતું.

સભાની શરૂઆતમાં જ જણાયું કે ઘણાખરા પ્રતિનિધિઓ બોલશેવિક સરકારના વિરોધીઓ છે. જિનોવિયેવથી તો ભાષણ જ થઈ શક્યું નહિ. બહારગામમા એક પ્રતિનિધિએ કહ્યું કે "અમે આ કહેવાતી મજૂર અને ખેડુતોની સરકારને માનતા નથી; કારણ કે ચાલુ સરકાર ખેડુતોની પ્રતિનિધિ નથી. વાસ્તવિક રીતે એ સરકારના ધણીધોરી મજૂરો જ છે."

વિપ્લવના વિરોધીઓએ આ તકનો લાભ લઈ પ્રચાર કામ માંડ્યું કે બોલશેવિક સરકારે નક્કી કર્યું છે કે કાં તો આ કોંગ્રેસને હાથમાં લેવી અગર તો તોડી પાડવી. આ સાંભળી બહારગામના પ્રતિનિધિઓ તો ગુસ્સાથી લાલચોળ બની ગયા.

ત્રીજે દિવસે એકાએક લેનિન ભાષણ કરવા ઉઠયો. દશ મિનિટ સુધી તો લાગ્યું કે જનતા ઉન્મત્ત બની ગઈ છે. તે કોઇપણ

રીતે લેનિનના વચનો સાભળવા તૈયાર નથી. " દૂર જા ! તારો શબ્દ પણ અમે સાભળવા માગતા નથી, અમે તને માનતા નથી" એવા શબ્દો ચોમેર સભળાવા લાગ્યા. તિરસ્કારના અવાજો ચોમેરથી આવવા લાગ્યા.

પરતુ લેનિન ધીરજથી ઉભો છે. બને હાથે ટેબલ પકડી નીચે ગર્જી રહેલા ઉછળતા જનસમૂહ તરફ તાકતો તે કઈક વિચાર કરે છે. ધીમે ધીમે જમણી બાજુ સિવાયનો કોલાહલ શમી જાય છે.

લેનિન કહે છે "હું અહીં બોલશેવિક સરકાર તરફથી હાજર થયો નથી, બોલશેવિક ખેડુતોના પ્રતિનિધિ તરીકે આ કોગ્રેસમા ઉપસ્થિત થયો છુ"

તેણે પોતાનું પ્રતિનિધિ તરીકેનું પ્રમાણપત્ર બતાવ્યુ. લેનિનનું ભાષણ હવે શરૂ થયુ. "એ વાતની તો કોઇથી ના પાડી શકાય તેમ નથી કે બોલશેવિક પક્ષેજ ચાલુ સરકારની સ્થાપના કરી છે. તમારે માટે એ સરકાર કોઈપણ રીતે ભયરૂપ થઇ પડે તેમ નથી." જમણી બાજુના પ્રતિનિધિઓ વળી શોરબકોર કરવા લાગ્યા. લેનિન વળી ધીમેથી બોલવા લાગ્યો, "ખેડુ લોકો, તમે કહો, તમારે શુ જોઇએ છે! અમે તમને જમીન પરના તમામ હક સુપરત કર્યા છે. હવે મજૂરો કારખાના પરના અધિકારો માગે છે. તમે શુ તેમા અડચણ નાખવા માગો છો? જન સાધારણ વચ્ચે, પ્રોલિટેરિયટ વચ્ચે કજીઓકકાસ જામે એવી શુ તમારી ઇચ્છા છે?

"અમે બોલશેવિકો પ્રોલિટેરિયટ તરફ છીએ પછી ભલેને તે ખેડુત પ્રોલિટેરિયટ હોય કે મજૂર પ્રોલિટેરિયટ હોય ખેડુતોની સોવિયેટ, કે મજૂરોની સોવિયેટ, કોઇપણ તરેહની સોવિયેટનું રક્ષણ કરવા અમે તૈયાર છીએ. વાસ્તવિક રીતે તો અમેજ એમનું રક્ષણ કર્યુ છે. સોવિયેટ એજ પ્રજાની ખરી પ્રતિનિધિ સભા છે. કારખાનાના

ખાણોના મજૂરો. કિંવા ખેતરમાં કામ કરતા મજૂરો-બધાની એ
મા પ્રતિનિધિ છે. જેઓ એનો નાશ કરવા ઇચ્છે છે તેઓ
નતંત્રના વિરોધી છે, બળવાના શત્રુ છે. હે નરમપંથી બંધુઓ
ને કેડેટ મિત્રો! હું આપને જણાવી દઉં છું, કે આવતી ચુંટ-
ીમા ચુંટાએલી વ્યવસ્થાપક મહાસભા પણ જો સોવિયેટોનો
ાશ કરવા ચાહે તો અમે પોતે તેની એ ઇચ્છાને આડે આવ્યા
િવાય રહીશું નહિ."

કોંગ્રેસનું વાતાવરણ ફરવા લાગ્યું. નરમપંથી પક્ષે ચારનોવને
બર આપી. બે માસ પહેલા ચારનોવ ઉગ્રપંથી ખેડુતોનો આગેવાન
તો. અત્યારે કોંગ્રેસ ઉગ્રપંથીઓના હાથમા ન જાય તે માટે તેને
ોલાવવામાં આવ્યો. ચારનોવે પેટ્રોગ્રેડમા પગ મૂકયો કે તરત તેને
દ કરી સ્મલનીમા લાવવામાં આવ્યો. થોડી વાર બાદ તેને મુક્ત
રવામાં આવ્યો. ચારનોવે કોંગ્રેસમાં આવી જણાવ્યું કે "મિત્રો,
ારા નામ પર ખોટાં કલંકો ચઢાવવામાં આવ્યા છે; મેં પેટ્રોગ્રેડ
ેરરુદ્ધની સેનાની આગેવાની લીધી હતી એ વાત તદ્દન જૂઠી છે."

સભામાં બોલશેવિક અને ઉગ્રપંથી સમાજવાદી પક્ષ શોરબકોર
કરવા લાગ્યો. "આતો ગુંડાઓ ભેગા થયા છે. આ કંઈ સભા
નથી." એમ કહી ચારનોવ જતો રહ્યો. શોરબકોરને લીધે તે દિવસની
બેઠક મુલતવી રાખવામાં આવી.

૨૭ મી નવેંબરે જમીન સંબંધી ચર્ચા શરૂ થઈ. ઉગ્રપંથી
સમાજવાદીઓ તરફથી કોલચિનસ્કી ભાષણ કરવા ઉઠયો. તે બોલ્યો
કે ખેડુતોને જમીન આપવાનું વચન આપવામાં આવ્યું છે, છતાં તે
ાળવા પછી પાળવામા આવ્યું નથી. બોલશેવિકો આ વચન અમ-
લમાં મૂકવા ઇચ્છતા હતા એ ખરી વાત છે, પરંતુ તેઓએ પણ
એક ભૂલ કરી છે. તેઓએ આ બાબતના હુકમ કાઢતાં જણાવ્યું
છે કે ખેડુતોએ પોતેજ જમીન કબજે કરી લેવી, પરંતુ આને

તો એવો કટોકટીનો સમય આવ્યો કે કોંગ્રેસ ભાગી પડે એવી નિશાનીઓ જણાવા લાગી. આ તરફ સ્મલનીમાં બોલશેવિક પક્ષ અને ઉગ્રપંથી સમાજવાદી આગેવાનોની બેઠકો ઉપર બેઠકો મળવા લાગી છેવટે આખી રાતની બેઠક પછી નક્કી કરવામાં આવ્યું કે અખિલ રશિયાની મધ્યસ્થ સોવિયેટ સમિતિમાં ૧૦૮ સભાસદો માથે ખેડુત મહાસભામાંથી પણ ૧૦૮ સભાસદો લેવામાં આવશે, સૈન્ય અને નૌકા વિભાગમાંથી ૧૦૦ સભાસદો અને ટ્રેડયુનિયનમાંથી ૫૦ સભાસદો પસંદ કરવામાં આવશે. લેનિન અને ટ્રોટસ્કીની સરકાર ચાલુ રહેશે અને લશ્કરી બળવા સમિતિનું કામ પણ ચાલુ રાખવામાં આવશે.

ચારનોવના સખત પ્રયત્નો છતાં છેવટે આવી રીતે સમાધાન થઈ ચૂક્યું. તેણે સભામાં એક વાર છેલ્લો પ્રયત્ન કર્યો, પરંતુ ઠઠ્ઠા મશ્કરી સહન ન થવાથી તેને જતું રહેવું પડ્યું.

૧૬ મી નવેમ્બરે કોંગ્રેસની ખાસ બેઠક હતી. આજે આનંદનો દિવસ હતો. બધાના ચહેરા પર હાસ્ય સ્ફૂરી રહ્યું હતું. ખેડુતો અને મજૂરોના ટોળાં હાથમાં હાથ મિલાવી ઉભા છે. જર્મનિના ઋષિ કાર્લમાર્કસે જે સ્વપ્ન જોયું હતું, રશિયાના બોલશેવિક અગ્રદૂતોએ જેની કલ્પના કરી હતી, સ્ત્રી પુરુષના ટોળે ટોળાંએ સાઇબિરિયાના મેદાનોમાં જે આદર્શ ખાતર અપાર યંત્રણા ભોગવી હતી, એ બધા સ્વપ્નો, કલ્પનાઓ, આદર્શો આજે મૂર્તિમંત થયા. મજૂર અને ખેડુતોનું રાજ ! એ શું સંભવિત હતું ! આટલે દિવસે અસંભવિત વસ્તુ સંભવિત બની. ચોમેર "બળવો ઘણું જીવો." "ખેડુતો ઘણું જીવો" ના ધ્વનિ ગાજવા લાગ્યા.

વિશાળ સરઘસ પેટ્રોગ્રેડના રાજમાર્ગ પર ફરવા લાગ્યું સ્મલનીમાં મહાસંમેલન થયું છે. ટ્રોટસ્કી કહે છે —

તો એવો કટોકટીનો સમય આવ્યો કે કોંગ્રેસ ભાગી પડે એવી નિશાનીઓ જણાવા લાગી. આ તરફ સ્મલનીમા બોલશેવિક પક્ષ અને ઉગ્રપંથી સમાજવાદી આગેવાનોની બેઠકો ઉપર બેઠકો મળવા લાગી. છેવટે આખી રાતની બેઠક પછી નક્કી કરવામા આવ્યું કે અખિલ રશિયાની મધ્યસ્થ સોવિયેટ સમિતિમાં ૧૦૮ સભાસદો સાથે ખેડુત કોંગ્રેસમાથી પણ ૧૦૮ સભાસદો લેવામાં આવશે; સૈન્ય અને નૌકા વિભાગમાંથી ૧૦૦ સભાસદો અને ટ્રેડયુનિયનમાથી ૫૦ સભાસદો પસંદ કરવામાં આવશે. લેનિન અને ટ્રોટસ્કીની સરકાર ચાલુ રહેશે અને લશ્કરી બળવા સમિતિનું કામ પણ ચાલુ રાખવામા આવશે.

ચારનોવના સખત પ્રયત્નો છતા છેવટે આવી રીતે સમાધાન થઈ ચૂક્યું. તેણે સભામા એક વાર છેલ્લો પ્રયત્ન કર્યો, પરંતુ ઠઠા મશ્કરી સહન ન થવાથી તેને જતું રહેવું પડયું.

૧૬ મી નવેંબરે કોંગ્રેસની ખાસ બેઠક હતી. આજે આનંદનો દિવસ હતો. બધાના ચહેરા પર હાસ્ય સ્ફુરી રહ્યું હતું. ખેડુતો અને મજૂરોના ટોળા હાથમાં હાથ મિલાવી ઉભાં છે. જર્મનિના ઋષિ કાર્લમાર્કસે જે સ્વપ્ન જોયું હતું, રશિયાના બોલશેવિક અગ્રદૂતોએ જેની કલ્પના કરી હતી, સ્ત્રી પુરુષનાં ટોળે ટોળાંએ સાઇબિરિયાના મેદાનોમા જે આદર્શ ખાતર અપાર યંત્રણા ભોગવી હતી, એ બધા સ્વપ્નો, કલ્પનાઓ, આદર્શો આજે મૂર્તિમંત થયા. મજૂર અને ખેડુતોનુ રાજ! એ શું સંભવિત હતું! આટલે દિવસે અસંભવિત વસ્તુ સંભવિત બની. ચોમેર "બળવો ઘણુ જીવો." "ખેડુતો ઘણુ જીવો" ના ધ્વનિ ગાજવા લાગ્યા.

વિઘાળ સરઘસ પેટ્રોગ્રેડના રાજમાર્ગપર ફરવા લાગ્યું. સ્મલનીમાં મહાસંમેલન થયું છે. ટ્રોટસ્કી કહે છેઃ—

"કોમરેડ ખેડુતો, આપ સર્વને હું આવકાર આપુ છુ. અતિથિ રૂપે નહિ, આ રાજમહેલના માલિક રૂપે. રશિયાનો અત્યારે એકજ માલિક છે, અને તે મજૂર, સૈન્ય અને ખેડુતોનું યુનિયન આજે આપ સર્વ આ રાજમહેલના માલિક છો. આજે નવીન મનુષ્યનું સર્જન થયું છે. પૃથ્વી પર નવીન યુગ પ્રવર્ત્યો છે."

રશિયામા બોલશેવિકોનો જય થયો. ખેડુત, મજૂરો અને સૈનિકોનું રાજ્ય સ્થપાયું. દુનિયામા એક કદી ન બનેલો બનાવ બન્યો. દસ દિવસના બળવાને અંતે કેરેન્સ્કીના હાથમાથી રાજસત્તા ખેડુત મજૂરોના હાથમા આવી.